# આદશાળી ગાયનમાળા



(ભાગ ૧ થી ૨૮) કિંમત ૦-૧૨-૦

# બાદશાહી ગાયનમાળા

## ભાગ ૧ થી ૩૦

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**બુકસેલર મંગળદાસ જોઇતારામ.**

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તી ૧ લી. પ્રત ૪૦૦

સંવત ૧૯૮૫ સન ૧૯૨૯

અમદાવાદ—પાનકોરના નાકે મનહર પ્રીંટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપી.

કીંમત બાર આના

## રાજવલ્લભ.

[illegible]શાસ્ત્ર મૂળસહિત ગુજરાતી ભાષાન્તર ઘણા ચિત્રોથી ભરપૂર છે. ભાષાન્તર કરનાર નારાયણ ભારતી યશવંત ભારતી ગોસાઇ, શાસ્ત્રી મહાસુખરામ નારાયણજી અને મુનીશ્રી હિમ્મતવિજયજી કસ્તુરવિજયજીની મદદથી આવૃતી ૪ થી મુળશ્લોક તથા ટીકા સહિત ટીકાના અક્ષર ગુજરાતીમાં છે. આ ગ્રંથ જગપ્રસિદ્ધ છે. ગ્લેજ કાગળ, પાકું પુઠું કિ. રૂ. ૮ પોસ્ટેજ માફ.

## શિલ્પદીપક.

જેમાં ઘર પ્રાસાદ ઇત્યાદિ, બાંધવાના ગણાતો આચારીકના મુહુર્તો તથા મકાનો વીગેરે બાબતોનાં ચિત્રો ચોરસા અને કોષ્ટકો સાથે આપવામાં આવ્યા છે. ગ્લેજ કાગળ કી. રૂ. ૨॥ પોસ્ટેજ ૬ આના.

## પરિણામ મંજરી.

( શિલ્પશાસ્ત્ર ) આજ સુધી શિલ્પનાં પ્રસિદ્ધ થએલા પુસ્તકો કરતા આ પુસ્તકમાં આવેલા વિષયો તદન જુદાજ છે ન્હાના ઘરો વીગેરે કામકાજ માટે આ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. સાથે ચિત્રો પણ આપેલા છે. કી. રૂ. ૨ પોસ્ટેજ ૬ આના.

## પ્રાસાદમંડન.

(નાગરાદિ જાત–કેશરાદ) આ પુસ્તક ગુજરાતી ટીકા સહિત છે આમાં મંદિરોના ગુમટની સારી સમજ આપવા ઉપરાન્ત ચિત્રોથી પણ સમજાવવામાં આવી છે. કી. રૂ. ૨॥ પોસ્ટેજ ૪ આના.

## શિલ્પસાર સંગ્રહ.

સરળ ગુજરાતીમાં આ પુસ્તક શિલ્પસંબંધી સારી માહેતી આપે છે ઘર, મકાનો અને તે સંબંધીનાં જુદી જુદી જાતના ગણીત આમાં આપેલા છે. કી. ૧૨ આના પોસ્ટેજ ૪ આના.

**મળવાનું ઠેકાણું—મંગળદાસ જોઈતારામ બુકસેલર.**

**રીચીરોડ—અમદાવાદ.**

# બોલતી ફોનોગ્રાફ

—: ઉર્ફે :—

## બાદશાહી ગાયનમાળા.

લક્ષ્મીકાન્ત નાટક સમાજ

**સંસાર સાગર—**

હું તો નાજુક તબીયતવાળી, મારી તબીયતને સાચવજો,
મારા મિજાજને સંભાળી, મારી તબીયતને સાચવજો.
મમ્માની માનીતી હું છું, પપ્પાને બહુ પ્યારી,
વાત કરે કોઈ ગુસ્સે થઈ તો, ધડકે છાતી મારી,
ઉઠી સવારે આઠ વાગતાં, તરતજ ચા પીનારી,
લેટ થાય જો મીનીટ એક તો, તબીયત જાશે મારી.

**સંસાર સાગર—**

ઘરને સંભાળી રાખતાં, વાડી જતી રહી;
લટકાળીને લોભાવતાં, લાડી જતી રહી.
સીધી સડક જાતો હતો, ત્યાં થાંભલો નડયો,
મોટર અમારા પ્રેમની, આડી જતી રહી.
જાવું હતું દાદર ઉપર, પણ ભાન ન રહ્યું,
એ મોહમાં માહીમની, ખાડી જતી રહી.



**સંસાર સાગર—**

જવાની રાતે રીસાઈ બેઠા, માનવા ગઈ તો કહે કે ઉંહું;
પૂછ્યું મેં છે કાંઈ ગુન્હો અમારો, કહોને કંઈ તો કહે કે ઉંહું.
ગુલાબ ડોલર ગુંથીને લાવી, પૂછ્યું કે બેમા ગમે શું તમને ?
નયન નચાવી જરાક હાંસી કરી મેં, ત્યાં તો કહે કે ઉંહું.
હું યે તોફાની ને એ હઠીલા, નમ્યું ન બેમાં એકેય આપે;
હૃદય કહે કે કલહ તજી દો, હઠીલી જીભે કહ્યું કે ઉંહું.
મને રડાવી રડયા હતા એ, હસ્યા હસાવ્યા વિના સિધાવ્યા;
પછી મેં કાગળ લખ્યો ક્ષમાનો, જવાબમાં એ લખે છે ઉંહું.

**સંસાર સાગર—**

નૉનસેન્સ, એક ડગલું કેમ ભરાય ?
આ ટેન્ડર પગ લચકાય,
મુવા શૉફરને શું થાય ?
સ્કુલટાઈમ તો થયો છે ઓવર
મોટર નવ દેખાય.
પ્રેકટીસ વીણુ કેમ ચલાય ? નહીં એટીકેટ સચવાય;
અમ્બ્રેલા તો લાવી નથી, આ તડકો કેમ સ્હેવાય ?
સ્પેકટીકલ્સ ભૂલી આવી ઘેર હું, રસ્તો નવ દેખાય;
હજી સુધી રામો નથી આવ્યો, પુસ્તક કેમ ઉંચકાય ?
હવેથી ભણવા નહીં અવાય.

સંસાર સાગર—

અમારો બંગલો સાગરને કાંઠડે, એકલડાં કેમ કરી રહીએ?
સીમલા ને કાશ્મીર છેટાં રહયાં.
　　　　કહો હવા ખાવાને કયાં જઇએ?
　　માથેરાન દેવલાલી એવાં ગમે નહીં,
　　ચાર પાંચ સીઝન રહી થાકી ગઈ;
મોટરમાં બેસવા ગમતા નથી હવે, કયારે એરોપ્લેન લઇએ?
એવણુ અમારી સાથે આવે તો, લંડન અમેરીકા જઇએ!

સંસાર સાગર—

છે કર્મકથા મમ ન્યારી રે, હું તો ના પરણી ન કુંવારી.
હું કુલીન કુટુંબની નારી રે, ભર દુનિયામાં દુઃખીયારી.
રસિક પંખીણી રાજહંસી, સંસાર સરોવર રમતી;
હંસ બની કોઈ કાગ આવ્યો, મને છેતરી મૂકી ભમતી.
પરણીને જ્યાં બની પનોતી, યુવતિ બની મટી બાળા;
સૌભાગ્ય ગયાં; વિધિ વેરી થયા, મારે કરમે આવ્યાં કાળાં.
તન સળગ્યાં, પણ મન નહીં સળગ્યાં, લાલચ ગઈ લલચાવી;
કોઈ વિલાસીએ સપડાવી, મને વનવગડામાં રખડાવી,
ખાલી સુધાની બતાવી ગયો, નર નટખટ વિષ પીવડાવી;
વેશ્યાને ઘર વાસ વસાવ્યા, નિર્લજ્જ બાળ [illegible]
હસવા ગઈ દુનિયાને, હાથે કરી મેં હાંસી [illegible];
કોને કહું ? કયાં જાઉં ? મને ગયું છેકજ ભાન [illegible].



લક્ષ્મીકાન્ત નાટક સમાજ

**સિરાજુદ્દૌલા—** **(સીરાજ)**

પૂછો કોઈ પરવાનાને !
શમા પર બળી મરવાને, અધીરા થતા એ શાને ?
ન જાણે કોઈ એમાં મજા શું દીવાનાને.
દીપકમાં ઝળકી રહ્યો, અજબ પ્રેમનો રંગ;
સુંદરતાના શોખમાં સળગી મરે પતંગ.

**સિરાજુદ્દૌલા—** **(સીરાજ)**

એ ગઈ છતાં એની છબી આવે નજરમાં,
આંખો ગજબ જાદુ ભરી ખુંચી જીગરમાં.
દેખાવમાં ભોળી છતાં જાદુ ભરી એ,
રાખે હજારો તીર કાતિલ વાંકી ભમરમાં.
ગાલો મહીં લાખો ગુલોની લાલી છુપાવી,
ઉભી'તી નજાકત ભરી એ રશ્કેકમર ત્યાં.
પરવા ન તાજે તખ્તની એ નાજે અદાપર,
વણમૂલ વેચાયા અમે માશુકના કરમાં.

**સિરાજુદ્દૌલા—** **(લુત્ફુનીસા)**

મધરાતડી વીતી ગઈ પણ આંખડી હજી ના મળી,
નૂરેનજર થઈ આકળી દીલબર વિના એ બાકળી.
રશ્કે કમરની રોશનીથી રોશની ઝાંખી થઈ;
એ રોશનીને શું કરે દીલ રોશની ના ઝળહળી.
ક્યાં સુધી કરવી સબર દીલદારને કૈં ના કદર,
એ સબરમાં ને સબરમાં દીલદાર થઈ ગઈ દુબળી.

→←→←→←→←→←→←→←→←→←→←→←→←

**સિરાજુદૌલા—** (સાખી) **સીરાજ**

જેવી કરે જે કરણી, તેવી તરત ફળે છે,
બદલો બુરા ભલાનો' અહીંનો અહીં મળે છે.
ઉંચે ચડે છે ત્યારે સહુને જે તુચ્છ ગણતા,
પટકાય જ્યારે નીચે, ત્યારે સમજ પડે છે.
હસતાઓને રડાવે, રોતા ઉપર હસે જે,
રોનાર તેને કોઈ, આખર નહીં રહે છે.
આપ્યા વિના ન મળશે, વાવ્યા વિના ન ફળશે,
ઈન્સાફ એજ કુદરત, અહીંનો અહીં કરે છે.

**આર્ય નૈતિક નાટક સમાજ**

**શ્રી' કવાટ—**

જુઓ સ્વામી રામનાં કર્મો કેવાં દુનીઆમાં ઠર્યાં છે.
ધરો ધર્મ હૈયે તમે પ્રભુ રામનો,
સાર સંસારનો વડીલની સેવામાં છે.
સમજે સપુત એ સાચો બીજો રામ છે.
શ્રવણની ભકિત કેવી હતી ભીષ્મની પણ તેવી.
કઈ અમર પુત્રો પીતૃ ભકિતથી ઠર્યા છે.

**શ્રી' કવાટ—**

દુઃખી કે દરદીઓ કોઈ, ભૂલેલા માર્ગવાળાને,
વીસામો આપવા ઘરની, ઉઘાડી રાખજો બારી.
ગરીબની દાદ સાંભળવા, અવરના દુઃખને દળવા,
તમારા કર્ણ નેત્રોની, ઉઘાડી રાખજો બારી.



અતી ઉજાસ કરનારા, તીમીરનો નાશ કરનારા,
કિરણને આવવા સારૂ, ઉઘાડી રાખજે બારી.
થયેલાં દુષ્ટ કર્મોનાં, છુટા જંજીરથી થાવા,
જરા સત્કર્મની ન્હાની, ઉઘાડી રાખજે બારી.

લક્ષ્મીકાન્ત નાટક સમાજ

**શાલિવાહન—** (બાળાઓ)

અમર કામ જે કરે જગતમાં, તે નર અમર ગણાય,
જગ કલ્યાણે જીવન વીતાવે, યુગ યુગ એ પૂજાય;
મનુષ્યમાં તે જન દેવ મનાય.
આત્મ ત્યાગના ઉજવળ વ્રતના, ઘર ઘર ગીત ગવાય.
જેમ પુષ્પ ખરી કરમાય,
પણ વાસ વિમળ રહી જાય.
કીર્તિવાસના કીર્તિવંતની અખિલ જગે ફેલાય.

**શાલિવાહન**

હાયરે સુવા મધુકરની બીક છે અપારરે,
ફુલડાં થોડાં ચુટયાં મેં સોહામણાં.
ગુણીયલ ગુલાબ તોય કાંટા ભરેલો,
મોગરો તો માનમાં મરે છે;
ચંપાની વાસતો સ્હેજે સ્હેવાયના,
કેવડામાં કાંટાનો મારરે—ફુલડાં.
કાંટા વિનાનો સુવાસથી ભરેલો,
હૈયે તે હીમજો લાગે;
દીલને ડોલાવે એવો ડોલરીયો,
ફુંતો ગુંથીશ એનો હારરે—ફુલડાં.

શાલિવાહન— ( દક્ષમીરા )

સુખની ગણાય છાયા, કમનીય જેની કાયા;
આરામ ત્યાં છુપાયા, રમણી મહાન માયા.
મદમસ્ત હસ્તીઓનાં, કુંભસ્થળો વિદારે;
કે લાખ ખડગથી જે, રોકાય ના લગારે,
તે સ્હેજમાંજ ભીના, કરપાસમાં ફસાયા—રમણી.
અલકાવળીની લટમાં, કે રક્ત અધર પટમાં,
દ્રગ બાણુની ઝપટમાં, કે ઉભય ઉરજ ઘટમાં;
લપટાય નહીં એવા, નર કોઈ નથી સૂજાયા—રમણી.
જો સ્વર્ગ હોય શ્યામા, સંસાર સ્વર્ગ સમજો;
જો નર્ક હોઇ નારી, તો જગત નર્ક સમજો,
પણ સર્વ જીંદગીનાં, સુખ દુઃખ ત્યાં છુપાયાં--રમણી.

શાલિવાહન— ( ચંદ્રલેખા )

માગું તમારી માયા, કાયા હશે ત્યાં છાયા,
સ્વામીન તમારે ચરણે, વૈભવ બધા સમાયા,
જગની તમે વિભૂતિ, વિભૂતિ હું તમારી સ્વામી
મારા અને તમારા, યોગો અમર લખાયા,
વૈભવ બીજાને આપે, કષ્ટો બીજાનાં કાપે,
પરમાર્થે પ્રાણ ત્યાગે, ત્યાગી ખરા ગણાયા.
દીન રાત જેનું જાગી, સેવા જગતની સાચી,
પ્રભુતા ભર્યાં એ જીવો, જગમાં પ્રભુ મનાયા—માગું.



**શાલિવાહન** – **( લક્ષ્મી તથા ભાગ્યદેવી )**

લક્ષ્મી વિણ લક્ષણવંતાની, કીંમત નહીં અંકાવાની,
ભાગ્યવિનાની લક્ષ્મી ઘરમાં, આવી તે વહી જાવાની.
લક્ષ્મી તું છે મૂળ દુઃખનું, જ્યાં ત્યાં કલેશ જગાવાની,
ચંચળ થઇ ઘરઘર ફરતી તું, સારાં કર્મ તજાવાની.
એકનું લઇ બીજાને આપે, તું પણ છે મોટી કયાંની,
હીકમત છે બસ એકજ તારી, હસ્તાનેજ રડાવાની.

( લક્ષ્મીકાન્ત નાટક સમાજ )

**પૃથ્વીરાજ**—

સંપ વિનાની સુખ સંપતનાં, વ્યર્થ અરે અભિમાન;
કુસંપે ખોયું હીન્દુસ્તાન.
નથી દૂર, છે દ્રષ્ટિ આગળ કુસંપનાં પરિણામ—કુસંપે.
અદેખાઈની આગ વિષે અજ્ઞાની;
પડયો વીર જયચંદ બની અભિમાની;
પાણીપતમાં પડયા પ્રતાપી પૃથુરાજ ચોહાણ—કુસંપે
ગયો ત્યારથી ભાગ્ય રવી સંતાઈ,
પરવશતાની ઘનઘોર નિશા પથરાઈ;
પડી ભારતી ભર નિદ્રામાં ધરી ઉદયનું ધ્યાન—કુસંપે.

**પૃથ્વીરાજ**—

હો રામજી ઢોરાં ચારીને પેટ ભરીયે,
પરણ્યામાં તો પીડા મોટી, જોતરાં તાણી મરીયે,
એથી ભલું તો વાંઢાપણું કે, નફકરા થઇને ફરીયે—



ક્યારેક જીવ જો ચાળે ચડે તો, મન મનાવા ફરીયે.
મીઠડા બોલી કોયલ સાથે, કાંકરી ચાળા કરીયે—
વાંહ વાઢીને વાંહળી કીધી, લલકારી શું કરીયે,
ગોપી વિનાના કાન અમે તો, અકલા મુંઝાઈ મરીયે—

પૃથ્વીરાજ—

નથી ગમતી નખરાળી નાર, એતો ખાતે કરે ખુવાર.
નખરાથી એ નાચ નચાવે, એ નારી શું કરીયે !
મોહ લગાડે મનડાંને તો, મોત વિના પણ મરીયે;
લોકો કહે મૂરખ સરદાર—
હેઠું જોઇને હસતી ચાલે, એને ઝપાટે ન ચડીયે.
આડું જોઇને આંખ મારે તો, ઢગલો થઇને પડીયે;
એથી દૂર રહ્યામાં સાર—

પૃથ્વીરાજ—

હાયરે પીટયે છોગાં મેલી ને મને છેતરી,
મોહમાં ભુલી હું ભાનરે–કેવડાનાં છોગા મેલીને મને છેતરી.
જાતી ફુલ વીણવા ત્યાં, વેણી ગુંથી લાવતો,
કાલો થઈ થઇને બાઈ, અમને બનાવતો,
મીઠી મીઠી વાતડી કરી કરી,
પાણીડાં હું જાઉં ત્યાં તો, પાછળ એ આવતો,
કાંકરી મારીને પોતે, હસીને હસાવતો,
થાકી હું ઘડુલીયો ભરી ભરી.



લક્ષ્મીકાન્ત નાટક સમાજ

**માલવપતિ**—(મુંજ)

હૃદયના શુદ્ધ પ્રેમીને, નીગમનાં જ્ઞાન ઓછાં છે;
ન પરવા માનની તોયે, બધાં સન્માન ઓછાં છે,
તરી જાવું બહુ સ્હેલું છે, મુશ્કિલ ડુબવું જેમાં,
એ નિર્મળ રસ સરિતાથી, ગંગાસ્થાન ઓછાં છે.
પ્રણુય કલહે વહે આંસુ, ચુમે ચાંપી હૃદય સ્વામીન
અરે એ એક પળ માટે, જીવનનાં દાન ઓછાં છે.

**માલવપતિ**— (કંટક નવરી)

વ્હાલને મીઠી માળવે જઇએ, માળવે ઝાઝાં માન;
તારી પ્રીતડી જોડાણી મારા જીવથી—
કંટક તારા પ્રેમનો કાંટો વાગ્યો મને આરપાર;
ઝણુઝણુાવે તું જીવ મારો, કરી ઝાંઝરનો ઝણુકાર;—
બોલો મારા રાજવી રાજવી રાણીને શું અપાવશો ?
મોતીડે મઢાવશો કે હીરલે જડાવશો ?
હા માગી લ્યો મહારાણી, જોઇએ તે આપીશ આણી;
કડલાં કાંબી કંદોરા, કસબી છાયલ છેલાણી,
એમાં શું ? એથી પણુ ઝાઝું માગ, મોહના રાણી,
ઓ છેલ છબીલી નાર, હું વારી હૈયા હાર.

**માલવપતિ**—મુંજ (સાખી)

એક સરખા દિવસ, સુખના કોઇના જાતાથી;
એથીજ શાણુા સાહ્યબીથી લેશ ફુલાતા નથી;—



ભાગ્ય રૂઠે કે રીઝે, એની તમા તેને નથી;
એજ શુરા જે, મુસીબત જોઈ મુંઝાતા નથી;—
ખીલેતે કરમાય છે, સરજાય તે લોપાયા છે;
જે ચડે તેતે પડે, એ નીયમ પલટાયા નથી;—

રોયલ નાટક મંડળી.

શા' નવઘણ—

જન શું ગુમાન રાખે, જીંદગી નથી સદાની,
દીનચાર ખીલી ચંદા, પલમાં ડુબી જવાની,
રાવણ સરીખો બળીયો યુદ્ધે ચડીને હાર્યો,
સીતાપતિ શ્રીરામે, અભિમાન ઉતારી માર્યો--જન
જ્યારે ઈંદ્રપદ લેવા, બળિને મતિ જ્યાં વ્યાપી,
વામન સ્વરૂપે ત્યારે, ક્ષણમાં ભમિને માપી--જન.

આર્ય નૈતિક નાટક સમાજ.

છત્ર વિજય—

હવે હાલો હલામણ રાજમાંરે કરો કેદની મજા.
હાય ભોમાંથી ભાલા નીકળ્યાંરે ભાગ લાગ્યા ભગા.
જોયું કેવાં લડાવ્યાં લાકડાંરે મજા ચાખો ગગા.
{ રાજ રાખો કંઈ રીત—નહોય પરાણે પ્રીત
બધું ઠીક છે ઠીક (૨) }
રાજને રીઝાવશો તો સર્વ સુખે માણસો,
પ્રેમી પંખીડાને પ્રીતેથી પાળજો.
તેજ બનીને ઝંડાને ઝુલાવજો—હાલો.



**વીર તાનાજી—**

મ્હારી ખીલતી ફુલવાડીના ઝુલતા ગુલાબ,
રૂડા રસથી છલકાય, રસથી છલકાય:
રસભોગીની આશ વીણ થઈને નીરાશ,
રડયા કરમાઈ જાય કરમાય જાય. —મારી૦
મીઠી, મીઠી, સુગંધને ફેલાવતા,
બ્હેક બ્હેક દીલને બ્હેલાવતા એ,
મંદ સમીરતણા સ્પર્શ તણો લેવાને લ્હાવો:
સુવા લચકાઈ જાય, લચકાઈ જાય. —મારી૦

( રોયલ નાટક મંડળી )

**એમાં શું ?—**

નયના કસુંબી કર આયે,
શ્યામ બોલો, કીસ બીધ રયના બિતાઈ,
કોનો સોતનને કીની ઢીટાઈ—નનના
બાલ બિખરે હય, ભાલ તિલકના, નયનોમેં નિંદ ભરી
તુલસીકી માલા તુટ ગઈ હય, અબ કરોના ચતુરાઇ;
બયરનસે મેરી નેહા લગાઈ,
પ્રીત મોરી છાંડદી;
કુબજા કો તો બચન દીયો થો,
અબ કોનસે મન (૩) લલચાઈ..........નયના.



**એમાં શું?—**

કોયલીયાં કુક સુનાવે,
ખીલી વસંત બહાર..........કોયલીયાં.
કોન સખી મોહે બસંત સુનાવે, મેએ તલસુ બારબાર
પાપી પપૈયા પિયુ પિયુ બોલે, પિયા પરદેશી યાર;—કોયલીયાં.
જીયા પિયા બીન જલે દીન રયના, જોબનવા દીન ચાર,
મયેં નવ જોબના જોગન બનુંગી,
પિયા મિલન દુશ્વાર—કોયલીયાં

**દેશી નાટક સમાજ**

**આર્ય રમણી—** (દુબરા દુબરીનું ફારસ)

બઉ બહુ ડહારે આઈવું, અમારે ટારી પીવાની ટાનુંરે લોલ.
વાયું જુવાનીનું વાનુંરે લોલ —ટારી પીવાનું૦
યુ બોય
એન્જોય, આ ટારી પીવાનું ટાનુંરે લોલ —બઉ૦
મને મનરામાં લાગેચ મજાનુંરે લોલ —ટારી૦
ખાટ્ટી મીઠ્ઠી ટારી ને ખાટ્ટી મીઠ્ઠી લ્હેર,
ખાટ્ટી મીઠ્ઠી વાટો કરટાં,
ચીટરૂ મારૂં ચોરાનુંરે લોલ —ટારી પીવાનું૦
માઈ ડીઅર,
લુક હીઅર,
બીજું હું કંઈ નહીં જાનુંરે લોલ,
પન કાલજું મારૂં કોરાનુંરે લોલ—ટારી પીવાનું૦



**આર્ય રમણી—** (ફારસ) કીકલી-છામલીઓ.

બેગમરી હુ મારી, વ્હાલી કાલજરાની કોર,
મારા જુના પુરાના મોર ....બેગમરી.
છામલીઓ હું મારો,
હું ગોપી હું માખન ચોર
ખરેખર ડહારો આપનો ઓર ....બેગમરી.
લગનના લ્હાવા લઈહું ભેકીને પ્હોરના પ્હોર,
ઘુખમાં રઈહું કીકલી,
બહુ ઠા ના નખરાખોર,
મારા જરીપુરાના મોર ....બેગમરી.

**આર્યરમણી—** (ગરબી)

જીવણ નેરે જાવા દઉં આજ,
વનમા રાતલડી રાખું,
આવડી ભાઇબંધની શી હેર,
ઉતારા કરોને આપણે ઘેર,
ઉતારા નેં કરીએ ગોરી,
રે સાથે ભાઈબંધની ટોળી —જીવણ નેં રે!
આવડી ભાઈબંધની શી હેર,
વાસો કરોને આપણે ઘેર,
વાસો નેં કરીએ ગોરી,
રે સાથે ભાઈબંધની ટોળી —જીવણ નેં રે!

←→←→←→←→←→←→←→←→←→←→←→

**આર્ય રમણી—**

દુખના દહાડા દેખીને, દઇએ ન દેવને દોષ,
કર્તા તું તુંજ કર્મનો, જીવ તજી દે શોચ
સંચિત તરૂએ ફલ જે આવે,
મનમૂરખ મનસુબા તજી દઈ ભોગવી લેને ભાવે,
સુના સંસારને સમજી સોનાનો કર્મને કોણ નમાવે,
વિપદ વાદળ ઘોર ઘેરાયાં અમ્રત કાં વરસાવે.
નયન તું અમ્રત કાં વરસાવે !

**કૌન સરસ—**

સ્વપ્નેકા રાજ હયે, યહ દુનિયાંમે સાર નહી.
આંખ ખુલતે હી રહા, ઇસ્સે સરોકાર નહિ....ઇસ્સે
બંદે કિસ ભુલમેં તું, કરતા હય મેરા તેરા,
ડેરા ઉઠતેહિ તેરા, કોઈ મદદગાર નહિ....કોઈ
તેરા તનભીતો નહિ, અંતમે હોગા તેરા,
માયા બીજાર હયે યે, સચ્ચા કોઈ યાર નહિ....સચ્ચા૦
બાત બરસોંકી યું હી, સોચતા નાદાન રહા
એક પલકે ભી લીયે, હોતા હોશીયાર નહિ....હોતા૦

**કૌન સરસ—**

આફત આતી હયે મર્દોકે ઉપર. નામર્દોકો આફત કયા હયે,
ગહનભી હોતા હય ચાંદકે ઉપર છોટે સિતારોકો ગહનસે કયા હયે,
તંગીકા બેરા સખીકે ઉપર, મુજી પાજીકો તંગી કયા હયે,



માદન થીયેટ્રીકલ

**તુર્કી હુર—**

દુન્યામેં જબ ધનપાના—કલકે લીયે બચાના,
દોલત બી હયે એક ખેતી—જો બોયે ઉસે ફલ દેતી,
રખ ધન જોહો ફલ ખાના,
બુરે દિનમેં ન ભાઈ, ઓર ન જાયા, કામ આતે હયે,
ફકત અપના કમાયા, ઓર બચાયા, કામ આતા હયે,
સબહિં હસતે હુએ, મિલતે હયે, જબતક ચાર પઇસે હયે,
ન પુછેગા કોઈબી, મુફલીસીમેં આપ કયસે હયે,
મતલબકા યાર જમાના, કલકે લીયે બચાના,
નહી રહતી હયે મછલી બી, નદી જબ સુક જાતી હયે,
જો દઉલત હયે, તબ તુમ દુલાહો, ઓર દુન્યા બરાતી હયે,
જો કલસે બેખબર હોકર નહી, હયે આજ આપેમેં,
વોહ દર દર બીખ માંગેગા, ગરીબી ઓર બુઢાપેમેં,
મત દઉલત મુફત ગવાના, કલકે લીયે બચાના.

**અક્કલનું પડીકું—**

તમે જો જો ન વાયદા વીતાવજો,
પીયુ પહેલી પેસેંજરમાં આવજો;
હાર તોરાથી સ્વાગત્ શોભાવજોરે—પીયુ.
સીલ્કની કીનાર કોઇક વાયલ આછેરાં,
કોઇક નવા નાટકના અચ્છા ઓપેરા.
થોડા હેન્ડબીલ હેર ઓઈલનાં લાવજોરે—પીયુ.



એક હારમોન્યમ પેરીસનું લાવજોરે,
આવવાનો તાર મને આગળથી આપજોરે.
તમે સામા સ્ટેશન પર સીધાવજો—પીયુ.

**અક્કલનું પડીકું—**

આપ પાપડવાડીમાં પધારજો લ્હેરીલાલ,
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે.
રંગરંગીલા ચાલ મારી પાડોસમાં તુલસી કયારાનુ નિશાન છે ?
છજામાં ! તુલસીના ઝાડનું નિશાન છે--લ્હેરીલાલ.
અખંડ અને અભંગ આજ સાંજ પહેલા પધારજો,
હડતાળવાળાનું તોફાન છે, જ્યાં હડતાળવાળાનું તોફાન છે--લ્હે૦
જોખમ ભરેલું કામ પુરી પંચાત છે, ધાસ્તી છે ! આફતમાં
જાન છે, મારા બાપ ધાસ્તી છે--લ્હેરીલાલ.

**ઝવાહરે મેહફીલ—** ગઝલ.

છોટી બડી સુઈયાંરે જાલીકા મેરા કાડના,
એક સુખ પાયા મયને અમ્માકે રાજમેં--અમ્માકે રાજમેં
સાથ સહેલીયાંરે ગુડયોંકા મોરા ખેલના--છોટી.
એક સુખ પાયા મયને અમ્માકે રાજમેં--ભય્યાકે રાજમેં
ઓઢ ભતીજારે સડકો પે મેરા ખેલના--છોટી.
એક દુઃખ પાયા મયને સાસકે રાજમેં--સાસકે રાજમેં
આધી આધી રાત ચકકીકા મોરા પીસના--છોટી.



એક સુખ પાયા મયને નનંદકે રાજમેં--નનંદકે રાજમેં
ગીલાસીઆ અધનરે ચુલેહકા મોરા ધોકના--છોટી.
એક દુ:ખ પાયા મયને દેવરકે રાજમેં- દેવરકે રાજમેં
છોટી મોટી પેચકરે બીચોંકા મોરા ગુંદહના--છોટી.
એક સુખ પાયા મયને સૈંયાકે રાજમેં--સૈંયાકે રાજમેં
આધી આધીરાત બાગોંકા મોરા ટહેલના--છોટી.
એક દુ:ખ પાયા મયને સૈંયાકે રાજમેં--સૈંયાકે રાજમેં
સૈંયા હૈ નાદાન મેરા ચોહી તો મેરા ઝેકના--છોટી.

**ઝવાહરે મેહફીલ—** ગઝલ.

જાતે હો કહાં જાને જહાં,
અભી દીલ તો હમારા ભરાહી નહીં;
અભી બોસએ લબ તો મીલાહી નહીં.
અભી ગુનચએ દીલ તો ખીલાહી નહીં,
કબ તલક ભલા ગમ ખાયે કોઈ;
કીસ તરહાન જાનસે જાએ કોઈ,
ઉસે ખાક ભલા સમજાએ કોઇ,
ઉશ બુત કો તો ખૌફ ખુદાહી નહીં;
કયું હસ્તા હૈ મેરે રોને પર,
નાસેહ ઝરા અલ્લાહસે ડર;
તુ કયા જાને હાલતે દરદે જીગર,
તુને દીલ તો બુતોંકો દીયાહી નહીં,



મૈને જો સવાલે વસ્લે કીયા;
વો "હમદ" મુઝે યે જવાબ મીલા,
તકદીર મે તેરે લીખ્ખાહી નહીં;
તેરે દરદ જીકર કી દવાહી નહીં,

માદન થીએટ્રીકલ

**આંખકા નશા—**

ક્યોં તોહે જીવનકા અભિમાન હય, હે મુરખ જીવન સ્વપ્ન સમાન હય,
દો હી દીનકા યહ સુખ સન્માન હય,
યહ સંસાર મુસાફીરખાના–ક્યોં તુને ઇસિકો અપના જાના,
તેરા અન્તિમ ઘર શમશાન હય.
જ્ઞાન રતનકો મત કર મંદા–જીવન હય એક ગોરખ ધન્ધા,
મોહ લોભકા તોડ દે ફન્દા,
કરલે કુછ ઇસ દેહમેં જબતક પ્રાણ હય,
જગ હય ચલતી ફીરતી છાયા–દુઃખ સુખકા હય ખેલ બનાયા,
સબકો ઠગતી ઠગની માયા,
જો ઇસિકે છલકો સમઝે, વો સુજાન હય.

દેશી નાટક સમાજ

**દેશ દીપક—** ગઝલ.

લાખ્ખો અહિં ચાલ્યા ગયા, લાખ્ખો બીજા ચાલ્યા જશે,
માટી તણી આ જીંદગી, માટી મહીં માટી થશે,
મારી બીજાને માનવી, મનમાં ફુલાતો ના અરે,
કાળ કોઇનો તું થયો તો, કાળ તારો કોઇ થશે.
કહેજો અમારી માતને કર્તવ્ય પંથે હું મર્યો.
નહિંતો બિચારી જીંદગીભર વ્યર્થ આંસું સારશે.



**હશીનોકા મુજરા—** નવું ગાયન.

ચલી ઉલટી હવાયે જહાનમેં હાં હસવી જોરૂભી ગઈ કબ્રસ્તાનમેં
વારે સાતીર ખુબહી બીગડા તેરે ઘરકા કામ—
ઈક્તિયારી ઔર શહેરીકા હો કૈસે ઇનતે જામ
કૈસે રોઝે રખું મૈં રમજાનમે.

જોરુ મર ગઈ પાંચોને તો ઘરસે નીકાલા
ઈસસે યારો ખુબી કૈસી કરકે મું કાલા
પડે સરકારી તાલે મકાનમેં.

જોડતા હું હાથ સાતીર ચશ્મ આપને નમ કરે
કુછ જીયાદા ઔર કુછ મામુલી ઔર કુછ કમ કરે
જીતને સટેબાજ હય ઈસ જાંહકા કુછ ગમ કરે
રેસકે જીતને ખેલાડી વો મેરા માતમ કરે
એકને લાઠી એકને ઢોસા એકને મારી લાત
એકને મુછે એકને દામન એકને પકડા હાથ
યે ઇજ્જત હીંદુસ્તાનમે.

જોરૂ મર ગઈ સાતીર ભાઈ હો ગયા પરેશાન
પાંચેકો તો ઘર મુબારક ઉસકો કબ્રસ્તાન
હમ ભીત કીયે લગાયે મસાનમે
કકડયાં તો ખા ગયે કડવા કરેલા રહે ગયા
આયા ફોલાદી ઝાગ અબ તુફાનમે.



રોયલ નાટક મંડળી

**સોનેરી જાળ—** (હોળી)

કાના તોસે હોળી લરાઈ કયું રે મેરી ચોલી છુઆઈ–કાના
લાલ ચુનરીયાં લાલથી ચોરી કરત ચતુરાઈ
લાલ ગાલપે કપટી કનૈયા, ચુંબન દે શરમાઈ
—સુદ બુધ મોરી તુંને હરાઈ–કાના
લાલ ગુલાલ ઉડાયો બદન પે સ્નાનકો મચે લલચાઈ
ચીર ચુરાકે ચડયો તું કદમપે તોહે શરમ નહિ આઈ
શ્યામ મેં તે નાર પરાઈ–કાના

દેશી નાટક સમાજ

**વીર પુજન—** (સીકંદરના ચાર ફરમાન)

(૧) મહારા મરણ વખતે બધી મીલ્કત અહીં પથરાવજો
મહારી નનામી સાથ કબ્રસ્તાનમાં પણ લાવજો

**અર્થ**—જે બહુ બળથી મેળવ્યું તે ભોગવી પણ ના શકયો
અબ્જોની મીલ્કત આપતાં પણ એ સીકંદર ના બચ્યો

(૨] મહારૂં મરણ થાતાં બધા હથીઆર લશ્કર લાવજો
પાછળ રહે મૃત દેહ આગળ સર્વને દોડાવજો

**અર્થ**—આખા જગતને જીતનારૂં સૈન્ય પણ રડતું રહ્યું
વિશાળ દળ ભુપાળને નહીં કારથી છોડી શકયું

(૩) મહારા બધા વૈદો હકીમોને અહીં બોલાવજો
મહારા જનાનો એજ વૈદોને ખભે ઉચકાવજો

**અર્થ**—દરદીઓના દર્દને હઠાવનારૂં કોણ છે ?
દોરી તુટી આયુષ્યની તો સાંધનારૂં છે ?



(૪) ખુલ્લી હથેલી રાખતાં જીવો જગતમાં આવતાં
ને ખાલી હાથે આ જગતથી જીવ સહુ ચાલ્યા જતાં
**અર્થ**—યૌવન ફના જીવન ફના જરને જગત પણ છે ફના
પરલોકમાં પરીણામ ફળશે પુન્યના ને પાપનાં

* * * *

વદે શાસ્ત્રો અમર આત્મા, મરણની બીક શા માટે
અમર છે એક પરમાત્મા મરણની બીક શા માટે
શરીર આ કાચનો કુપો, તરત જો તુટવાનો તો
સમર માંહે અમર થાજો, મરણની બીક શા માટે
જનમતો ને ફના થાતો, ફના થઇને જનમ લેતો
વિધિનો તંત્ર એવો તો મરણની બીક શા માટે

**સરદારબા**—

દશા કરે તે કોઈ ન કરશે, મુરખ કરે અભિમાન,
પ્રાણી બિચારૂં તુચ્છ મગતરૂં કાળ કથા અનજાણ
હુંપદમાં મરડાઇ મરે પણ ધાર્યું કરે ભગવાન—દશા૦
નિરધનીયાં પળમાં ધનવંતા ધની થયા લાચાર
સદા સુખી કે સદા દુ:ખી નહિ કોઈ જગમાં રહેનાર
કુંપળ હસ્તી પાન ખરંતા, તે પણ છે ખરનાર
સત્ય ટેક ખાતર જે સહેસે, આફત અપરંપાર
નામ અમર રાખે તે જુગ જુગ જન્મ્યું તેજ જનાર,
નાહક અકીન છોડે નીજ જન, સત સાહ્ય કરનાર.



અહલ્યાબાઈ—

રાજ સમી સાંજના આવજો, સામી સડકપર બંગલો,
મીઠા મ્હેમાન આજ આવજો રે—સામી૦
પ્રીતી સરવરની પાળે પાતળીયા;
અમીરસ પીજો પીવરાવજો રે—સામી૦
કયાને કયારડે બ્હેકે કસ્તુરી,
લ્હેરખડાં લુંટજો લુંટાવજો રે—સામી૦

દેશી નાટક સમાજ

વલ્લભીપતી—

માયા કોઇની ના થઈ; પિયુ ચેતો પગલે પગલે,
કંઈક મુકી ચાલ્યા મહારાજા, અહીંની અહીંજ રહી,
કાયા માયા કોઈની; રાખી નહિં રહી
કંઇક કમાયા લાખ, કરોડો, શુન્યની શુન્ય રહી,
પરમારથમા વાપરી લક્ષ્મી તેજ ખરી...........

વલ્લભીપતી—

ઝટ જાઓ ચંદન હાર લાવો, ઘુંઘટ નહિં ખોલું હું.
મને લાગ્યો એ હારનો નેડલો, તમથી નહિં બોલું હું.
મોંઘી તારી માગણી, મોંઘા તારા મૂલ.
મોંઘી તારી પ્રીતડી, મેં કરતાંજ કીધી ભૂલરે,
ઘુંઘટ ઝટ ખોલોને.
મોહન મેં તો માંગીયો; મોંઘો ચંદન હાર,
લાવો હાર પછી પીયું તમે, લુટો જોબનીયાની બહારરે.



**વલ્લભીપતી—**

મીઠીને મધુરીરે જોબનિયાની વાતડીરે;
જોબનિયાના ચાળા કદી ન છુપાય,
શરમીંદી સાહેલીરે, જોબન વનમાં સંચરીરે,
હાંરે મુકો કેડો મને કંઈ થાય,
આંખલડી રંગાણીરે નાવલીયાના રંગમાંરે.
હાંરે સખી શાને ચડાવો આળ.

**વલ્લભીપતી—**

રસીકજી રંગીલા છેલાં
રસભીના તારા છે નયનીયાં મારા વહાલમાં—રસીકજી
પાટણના પટોળા લાવો હીરા કંકણ જોડ;
અતલસ અમદાવાદી પહેરી ફરવાના છે કોડ;
સુરતી જરીઅન સાડી સોહે ઝાંઝરનો ઝણકાર;
તસતસતી ચોળી સીવડાવો મ્હારા હૈયા હાર.

**વલ્લભીપતી—** ગઝલ.

**ખાલી હતાને ખાલી થયા ભાઈ બાકી રહ્યું અહીં કાંઈ નહીં**
**ખોટી છે માયા ખોટી આ કાયા ખાલી ફુલાયા કાંઇ નહિ**
**જુઠની બાજી છે બધી આ નામ નીશાની કાંઇ નહિ**
**કાળની માયા વાદળ છાયા વીતી જવાની કાંઈ નહિં**
**જર જોરૂ ને જોબન જીવન ખાખ થવાનું કાંઈ નહિં.**
**પંચ ભુતોનો પિંડ અરે આ રાખ થયો કે કાંઇ નહિં.**



**શાહ કે ચોર—** ગરબી.

ગંગા પ્રદેશની માટી મંગાવો
ઓરડા લીપાવો પરસાળો લીપાવો
સાસું સંદેશેને નણુદી કાગળીએ,
જેઠાણીને આપી તેડવા જાઓરે પીયુડાજી.
સાસુને સાલ્લો ને નણુદીને વાયદો.
જેઠાણીને દક્ષીણીના ચીરરે પીયુડાજી.
સાસુ ખાઈ જાશેને નણુદી લઈ જાશે
જેઠાણીનાં કાલ પાછાં આવેરે પીયુડાજી.

**શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ**

**અબળાઓનાં બંધન—**

પ્રીતકે ફંદ નહી પરના,
જાનપેં આફત આયેગી
દિનભર રો રો જલના —**પ્રીતકે.**
પ્રીત કિયે દુઃખ હોત હે
પર પ્રેમી લપટાય,
દીપ તેજકો દેખકે
પરવાના જર જાય,
પ્રીતકે ડંખસે સબ ડરના —**પ્રીતકે.**
સાવન ભાદો અસવન બરસત
બિયોગમેં મરના,
બિકટ પંથ હે પ્રીતકો યામેં
પેર નહીં ધરના. —**પ્રીતકે.**



**અબળોનાં બંધન**— (ડેન્સ ઇંગ્લીશ)

એટિકેટ ઇંગ્લિશ સોસાઇટીકા હય,
બેટે નાચો અયસે હાં પોઝિશન.
પહેરો સૂટ, ખાઓ બૂટ, જાના પાગલખાના,
ડિયરી ડોલી ગાના,
ખુરસી ટેબલ પર મર જાના,
અબ તું છોડ બટાટા ભેંડી બેંગન,
બિલ્લીને ચુહા પાયા બસ ભરપાયા,
સમઝા ન તેરી સરગમ,

ફુટા પુરાના પડઘમ,
રેઇસકા હય આયા સીઝન,
બિસ્કીટ ખાના, સોડા પીના,
લીંબુ ઔર જીંજર.                    —ટેક.

**અબળોનાં બંધન**—

ગમે ના બાગનાં ગુલો, ગમે ના ફુલવાડી,
ગમે કોઈ ના માળી,
વનોમાં વાયુની વાતી ગમે એ લ્હેર વ્હાલી,
ખુદાઈ જ્યાં છુપાઈ.
છલાવ્યા ભોગસાગર, ના તૃષાતુરને મળ્યું પાણી,
ઉતાર્યાં સ્વર્ગનાં સુખડાં, ભૂખ ના ખરી જાણી;
ચહું આનંદ અંતરના, નહીં માયાની મહેમાની,
નહિ સંગીતના જલસા, ચહું હું સ્નેહની વાણી.


પ્રાણ વેલી ઘેલી ઘેલી વનોમાં ફાલે કેલી,
અલબેલી નવેલી,
વનોની વાસી મ્હેલોમાં ગઈ મુંઝાઈ છેલી,
દીવાની થઈ અકેલી —ગમે ના.

**અબજોનાં બંધન—**

ગરીબી જ્યાં વહે નંદા, પ્રભુના ત્યાં ખરા બંદા;
વરે ત્યાં કીર્તિ આનંદા, સરે ત્યાં સ્વર્ગની ગંગા.
ગરીબીએ લખ્યા ઇતિહાસ, ગરીબીની વિધાતા દાસ;
ગરીબી છે જીવનની આશ, ગરીબી છે જગતનો શ્વાસ.
ગરીબીથી વિવેકાનંદ, ગરીબીથી દયાનંદ ચંદ;
ગરીબીમાં હતા ગોપાલ, ગરીબીમાં દીપે છે લાલ.
મહા જે હિંદવાસી નામ, ગરીબીનાં કર્યાં પયપાન;
ગરીબી હિંદ દાદા પ્રાણ, ગરીબી ગાંધીજીના જાન.

**અબજોનાં બંધન—**

—ઓશો લઉં મુખડે સુંદર વા !
જેસો ચુમે ભ્રમર કમલ,
—નફ્ટ નિર્લજ,
વંઠલ વાનર,
—હાં વારી જાઉં તિરછાં નેનન વા ! —ઓશો.
—અધરપાન કરતો નાહીં;
—જીગર જામ પીવણો ક્યાંહિં ?



—શરમ લાજ ગઈ લુટાઇ,
—અજબ આજ ચુમી લગાઇ,
વા ગુલી તોરૂં જોબન ગબ્બર વા ! —બોશો.

**અબજોનાં બંધન—**

હૃદયનો આપજો સંદેશ,
બનીને મેઘદૂત વ્હાલા;
કરીને નાથને વંદન,
ચુમી પદપંકજો પ્યારા.
સ્મરણ દેજો એ કુંજોના,
વસંતે જ્યાં વસ્યા'તા શ્યામ;
કર્યાં'તા જ્યાં રસાલાપો,
હસ્યા'તા જ્યાં મધુરાં તાન
વીંધી'તી જ્યાં અમીધારા,
છુટયાં'તાં નેનનાં જ્યાં બાણ;
લઈ ચાલો પ્રિયાને ત્યાં,
સનત જો હો ખરા મમ પ્રાણ

**વિજય ધ્વજ—**

ધર્મ સંકટમાં સર્વદા; સમશેરને ધરનારા,
ધન્ય ધન્ય એ દૈવી અવતાર;
નીજપ્રાણ પ્રજાકાજ; રાજતાજને તજનારા;
સાચા એ શુરા સરદાર;



આત્મભોગ આપી, રણ યજ્ઞમાં હોમાય છે,
એવા એ અમોલ રત્નો, સ્વર્ગમાં પુંજાય છે--વાહવાહ
એવા દેશ ભકત પાવનકર, વીરનરનું અષ્ટ પ્રહર,
યશોગાન ગાતાં નરનાર,
ક્ષત્રિધર્મ ધારી, અંત અધર્મીનો લાવતા,
ધન્ય એવા જનેતાના, દુધને દીપાવતા--વાહવા
એવા રણધીર, 'વિજય ધ્વજ' ફરકાવી જીવનભર,
ભારતમાં ડંકા દેનાર.

વિજય ધ્વજ— ( કોમીક )

જેના ગુલાબ જેવા ગાલ, ચપળા જેવી ચંચળ ચાલ,
જેનું વિશાળ સુંદર ભાલ, તે પર વાંકડીઆળા વાળ.
જેની આંખલડી અણીઆળી, તે પર શોભે ભમર કાળી,
રૂપમાં રંભાથી રૂપાળી, લલના લાવીશું લટકાળી--
હુંતો ખોળી ખોલકી લાવું, મારા દીકરાને પરણાવું,
મારે નથી પરણવું આવું, છોડો બે સુરૂ ગાવું,
(ત્યારે રૂપાળી બૈરી નહી ?) (ના ગુણવાડી લાવો અહી)
(કહો હવે કહેવું છે કંઈ? કેવી જોઇએ તે ભસી મરને,
ભેંસના ભાઇ )
( ઉઠ કહું તો ઉભી થાય, બેસ કહુ તો બેસે )
( પતિ આજ્ઞા ઉઠાવીને અગ્નીમાં પ્રવેશે )



( એવી લાડી કયાંથી લાવું, ફાટી મુઆ જાને,
મારૂ કહ્યું માની બેટા. પરણ તારી માને )
બૈરી એક બલા દુનીઆમાં; મારે સાંબેલાનો માર;
પ્રાણીઆ ભજી લે ને કીરતાર; આતો સ્વપ્નુ છે સંસાર....

વિજય ધ્વજ—

વાંકી વળીને શું જોતી ? વળી વળી
ખોવાયું શું ? અણમુલ, મનડાનું મોતી,
જડશે બ્હેન મોતી એ; ગોતીશ જો પ્રેમથી;
જોડાશે જુક્તિથી; મોતી આ હેમથી.
નહી હામ હૈડાની ખોતી.......ખોવાયું.
તમને હસવું ને; મારૂં મનડું મુંઝાય છે
દીલને દીલાસો દઇ; પ્રેમી પ્રાણ જાય છે;
ગુણીયલ એ લાવીશું ગોતી.......ખોવાયું.

વિજય ધ્વજ—

મરવું તો પતી ચરણે મરવું; તરવું તો પતી ચરણે તરવું
પતીનું ધ્યાન સદા ધરવું; પ્રભુ સમ પતીનું પુંજન કરવું
"ટેકી ટેક ન મુકશે; કરો કરોડ ઉપાય;
રણઘેલા રણમાં ચડે; ટેકી નહી છુપાય"
ટેક રાવણ રણ પડયો; ટેકી સીતા નાર;
કુટેકે કુળ ધુળ થયું; સુટેકે જયકાર....

વિજય ધ્વજ— નાચ.

અજી લાગીલો, મોરી જાન નેન કટારીરે........
છુરીનમારી, કટારીનમારી, નમારી બરછી તલવાર,
લોહુકા નહી બુંદ નીકસા, તનક નેના નાહી લાલ,
કીસતરાંસે કરદીઆ, યારો કલેજા પાર પાર,
દુશ્મન નાહી, બેરી નાહી, મારન વાલા દીલદાર....
થાવસે નહી, દીલએ બીછડા, મીલ ગયા હૈ, ઔર યાર,
તુહી મોલા કર, હકીમી કરદે, બેડા પાર પાર,
કોઉ બતાવે, કોઉ મીલાવે, સૈયા ગુલે ગુલજાર,
નેન કટારીરે........

વિજય ધ્વજ—

બધી દીલની આશાઓ, દીલદારમાં છે,
સ્વર્ગ સુખો સમાયાં, ભરથારમાં છે,
જે પતીની પુંજારી, છે પ્રેમદા સદા,
જેની સ્વામીમાં વૃતી, રહી સર્વથા,
એવી દેવીનું પુંજન, સંસારમાં છે.

વિજય ધ્વજ—

કુદરતના રંગ, અજબ પળપળમાં,
સકળ જીવને, જીવન મહી બતલાવે,
શાં શાં સવીતા પ્રભાનાં, શોનેરી કીરણુ,
એ સમય પલટતાં દીસે, અસ્ત હાં થતાં,
અકળ કરમ તણી ગતી દરશાવે....કુદરતના.



દેશી નાટક સમાજ

**દેવી હોથલ—**

આવો મારા કાળજાની કોર, તમે લાગો લટકાળા, અતિ વ્હાલા,
પ્યારી મારા ચીતડાની ચોર મને વાગ્યાં નયન બાણુ તારાં,
સ્નેહી સુજાણ છો, પ્રાણની આ પ્રાણ છો,
વ્હાવરી બનાવી નંદલાલા—આવો.
ભાવથી આ ભેટવાનું, મીઠું મીઠું લાગે,
તેથી મનડું, મળવાને વધુ માંગે,
આવો આવો પ્રાણુના આધાર, ભલે ભેટવાને,
ભેટવાથી દુઃખ દુર ભાગે,
પ્યારા હું પતંગની છું દોર,
દયા લાવો, લટકાળા પતિ વ્હાલા.

**દેવી હોથલ—**

સાહેબાજીરે રૂડા ઉતારા આપજો,
પંખી અમે પરદેશનાં જીરે........
આવશું જીરે ચાખવા પ્રેમની શાખો,
જયારે તમારા દેશમાં જીરે...........સાહેબાજીરે....
આ ભવ રસભર ફુલને પામી,
ભવ ભવ લેવા આવશું જીરે
દેશ અમારો રસભર આખો, રસના પ્યાલા પાશું જીરે
રસીયા રાજી થાશું જીરે
ગુણ તમારા ગાશું જીરે...................સાહેબાજીરે....



**દેવી હોથલ—** (હોથલ)

હે સલુણી રીસાવો નહિ, તલસાવો નહિ.
નયન કમળથી, તીરછી નજરના કોમળ હૃદયપર માર,
તીર તો ચલાવો નહિ....
મતલબની દુનીયા બધી, વીકટ પ્રેમનો પંથ,
સ્નેહ કરી અળગા રહે, એવા પુરૂષ અનંત,
સજ્જન પ્રેમી જાણતા, વિકટ પ્રેમનો પંથ,
સાચા પ્રેમી લાવતા, એજ પંથનો અંત,
પરણ્યા પણ સીધો નહિ, સ્નેહ તણો કંઇ સાર,
પશુ જીવનને ગાળતાં, પ્રેમ વિના નરનાર.
વ્હાલી તારા વેણમાં વશીકર્ણ દેખાય,
ચુમ્મી લેવા અધરથી, હૃદય અધીરૂં થાય.

**દેવી હોથલ—** રાગ--ગઝલ. ઓઢો

કરે જન સ્વર્ગની વાતો, બતાવો સ્વર્ગ છે તે કયાં,
હૃદયના શુદ્ધ પ્રેમી જ્યાં, વસે છે સ્વર્ગ સાચુ ત્યાં,
પરસ્પર પાક દીલનાં પ્રેમીઓ દીદારનાં તરસ્યાં,
ક્ષમાને શાન્તીની જોડી, વસે છે સ્વર્ગ સાચુ ત્યાં....
સદા જ્યાં સ્નેહનાં ઝરણાં, વહે છે કમળ નયનોથી,
સનમએ માનજો નક્કી, વસે છે સ્વર્ગ સાચું ત્યાં,
હજારો વીઘ્ન જો નડતાં, નથી જે જીગરથી જુદાં,
નહિ તે પૃથ્વી પલટાતાં પલટતાં સ્વર્ગ સાચુ ત્યાં.

**દેવી હોથલ—**

બોલો બોલો રસીલી, જરા ખોલો ઘુંઘટ,
તારા ઘરના, ગુલામ થઇ રહીયે....રસીલી તારા....
લાજો લાજોજી લગાર, હું તો પતીવૃતા નાર,
એક અબળાની લાજ નવ લઇએ....ગરધવજી મારા....
જોઈ તારો ઠમકો, ને જીવ મારો જાય છે.
મથુરાનો માંકડો, આ જીવ મારો ખાય છે.
હાય મારા કાળજામાં કાંઈ કાંઈ થાય છે.
દુર મોર દુર, તારૂં ડાચુ ગંધાય છે,
છોડો છોડો હડકાયા, જાણ્યા જાણ્યા ધુતારા,
એક બાળાને દુઃખ નવ દઇયે....ધુતારા.
ઘુંઘટડો મુકોને વ્હાલી, ઘુંઘટડે ઘર ઘાલ્યાં,
કરી ઇશારા પરનર સાથે, સાંજે ફરવા ચાલ્યાં,
મનને ભાવે ત્યાં જઈ માલ્યાં........બોલો........

**દેવી હોથલ—** ( કચ્છી ગાયન. )

છેડો છડરે કાનુડા, મુજે ઘરે કમ આય,
છેડો છડરે ધુતારા, મુજે ઘરે કમ આય,
કાન અસીં મૈયારી, કંસજી તું પુતર નંદરાય,
કાન પોંધો ગીટેમે, તોતોજી કુરો કંધી માય,
જેડલુ મડે હલી, વઇયુ, રોકી રખેતો કુલાય ઈં પુલાય,
જો સુણુંધો કંસરાય, તો થીંધી વાય વાય........છેડો.



સાખી.

એડો અસંધો કીંથીયે, ગાયુંજા ગોવાળ,
ઈનસેંતો મું ના અચું, હીન મારગ નંદલાલ,
ન્યારીધી નણધીં મુજી, સસકીં ગોઠીલોક,
મારીંધી મેણાં મુકે, લજવીંજે નારોક,
તડેંતોકે સુણુ મૈયારી હકડો રહ્યો ઉપાય,
હથ્થ જોડીને લગહણે તો કુંવર કનાજે પાય.

**વીર રાઠોડ—**

મીઠી મીઠી વાણી મારાં પ્રેમી પોપટ, તારા
વચનોથી પરવશ હું થઈરે,
નીશાનીથી બંધાણી મારા નાથની, સદા હું તો,
પરવશ થઈ હું તો વાલમાં.
જોઈ છબી તારી, મને કંઇક કંઈક થાય છે,
હાય તારા ઇશ્કમાં, આ જીવડો મુંજાય છે.
ફત્તે કરીને તમે આવજો, સલુણા વેહેલા,
ફુલે વધાવું તમને, હાર હૈયાના સમજીને.
એને આપો રજા પછી કરશું મજા,
મરે ચંદન તો ચંદા આ મારી થશે,
હાય ચંદા તારા ઉપર ડબ્બલ આફરીન છે,
આ બંદા....મીઠી.



**વીર રાઠોડ—**

લટકે ચટકે બની કામણગારી નારી, સર્વેને મારૂં
નયનોનો માર, નોતમ નખરા કરનાર,
હું મોહક મનહર મદમાતી મલકાતી છું ગુલનાર—લટકે.
નેન કટારી મારીને, ભારી નરને કરૂં લાચાર,
શાણી રંગીલી છેલછબીલી, જોજે ન ખાતી હાર.
છે મ્હારી મનહારી ગતી ન્યારી.
જોઇ ભાન ભુલે, પડે મોહ, ઝુલે રૂપરંગ ડુલે,
કદી તું ભુલે—ના—ના....લટકે ચટકે બની કામણગારી નારી.

**વીર રાઠોડ—** ( સાખી. )

ધન્ય ધન્ય છે દુર્ગાદાસ આશા છે ત્હારી એક બળવીર
કર્મવીર તે મરૂ ભુમીનું જાતું રાખ્યું નીર.
મુક્તિ કર ઝટ મારવાડની સત્યસીંધુ મહાવીર,
જાઓ સીધાવો સુખે બાંધવો ધરી હૃદયમાં ધીર
શ્રીવર કરશે સ્હાય સર્વને શરણે રાખો શીર....ધન્ય.

**વીર રાઠોડ—** ( મારવાડી ઝુલનું ગાયન. )

એ મારો લાડોજી મુંબઈ શહેરશું, આયો જી-જી-જી
એ મારો વાલમજી બાજુબંધ બેરખી, લાયો જી-જી-જી
નણદી જાએ હાવરે, જેઠાણીએ ઝગડો માંડયો જી-જી-જી
હે દેરાણી કેમે મને ઘાઘરો ઘુઘરીવાળો અઠે દીલાવો જી-જી-જી
હે સરદારી તારી મુછો, ગદ્ધા પુચ્છો, જેડી લાગેજી જી-જી-જી



**વીર રાઠોડ—** ( સાખી )

ભુલા પડતા ના ભ્રમર, જોબન વન મોઝાર,
હૈયા કેરે હિંચકે, હીંચોળું દીલદાર,
આવોને હો, વાડીના મીઠા મોરલા,
હૈયાના આસન હું આપું, મહોલે પધારોને વાલમજી,
આપણી પ્રીત વધારોને, હો વાલમજી.

( સાખી. )

મનહર મુગ્ધા નારને, મોતીના શૃંગાર,
મન મોતી મુકી, બીજું ઈચ્છું ના દીલદાર....આવોને.

**એકજ વીર—**

કામે કારી કટારી મારી, ખીલ્યાં જોબનીયાં
હાં મારા જોબનીયાં હાં.
ધારી ધારી જોઉં મૂર્તિ, પ્યારી થાક્યાં
લોચનીયાં, હાં મારાં લોચનીયાં હાં.
ચંપકવરણી મન વશ કરણી
પીયુષ ઝરણી સ્નેહ નીસરણી
પાણી પાણી થઇ હું હારી, ભીંજે ચુંદરીયાં,
હાં ભીંજે ચુંદરીયાં હાં.
હું મૃગનયની નાજુક વયની
રસિક હૃદયની પ્યાસી પ્રણયની
સુનાં સુનાં પીયુ વિના, સુનાં મારાં મંદીરીયાં
હાં મારાં મંદીરીયાં હાં.



**એકજ વીર—**

જે જીવ જાતાં પણ, કદાપી ધર્મને તજતી નથી,
નિજ સ્વામી કેરા રોષને, અંતર મહી ધરતી નથી.
જે નારી ગૃહમાં શાંતિને, આરામ પણ પ્રસરાવતી,
પતિના સુખે સુખ માનતી, ને પુણ્ય પંથે ચાલતી.
જે સદ્‌ગુણ આભૂષણોથી, પ્રાણને વિકસાવતી,
નિજવાણીના માધુર્યથી, પતિ દોષને વિસરાવતી.
જે સ્નેહની પ્રતીમા બની, આદર્શ જીવન ગાળતી,
સીતા સુકન્યા પ્રતિમ છે, તે સુંદરી સાચી સતી,

**એકજ વીર—**

કૌમુદી શીળીગણાય, કોકિલા મીઠી મનાય,
જુદા સૌ મુજને થાય અનુભવો સખી.
ચિત્તમાં ન પડે ચેન, ઘેરાયાં રહે નેન,
નિદ્રા ન આવે રેન, સમજાવું શું સખી.
સમજાઓ એકે હૃદય, ચંદ્રથી બળેકાં,
સમજાઓ એક ચિત્ત પ્રેમથી ચલેકાં.
સમજાઓ એકે ઉર, આમ ઉછલેકાં,
પુછો જઈ કુમુદને કે, ચંદ્રાથી ચળેકાં.
પુછો જઇ ભૃંગને કે, પુષ્પમાં મરેકાં,
પુછો જઈ સરિતને કે, સાગરે મલેકાં.
યૌવનની ખીલશે બહાર, પ્રેમનાં ઉઘડશે દ્વાર,
દીલના ખેંચાશે તાર, સમજાશે સૌ સખી.



**એકજ વીર—**

આલી જોને દાડી દાડી, મોડા આવે મારા ભરથાર;
સમી સાંજની આંખ તણાય, મળે મોડી રાતે મનહાર–આલી.
વારેવારે જઇ બારીયે જોતી. બાનાં કરીને હજાર,
ઉભાં ઉભાં પગે ઉતરે વાણી, ડોક દુખ વારવાર–આલી.
હસતી હસતી હું જતી સામે; આવે જ્યારે ઉરહાર
આડું જુએ અલબેલડા ત્યારે, કાળજે વાગે કટાર–આલી

**એકજ વીર—**

કોઇ તરસ્યાંને ના તરસાવો (૨)
દયા તણા સાગર હો તો, કોઈનાં ના નાવ ડુબાવો–કોઈ
તરૂવર સમ ઘેરી ઘટાથી, શીતળતા સ્થળ સ્થળ લાવો,
જશે જીન્દગાની, આખર થાશે પસ્તાવો–કોઇ
સાગરના કાંઠે કોઇની તૃષાના છીપાયે,
સરવર જળ આછાં પીતાં તૃપ્તિ પમાયે
જીવન પરમારે પંથ વીતાવો, ભુલ્યાને માર્ગ બતાવો,
અવસર નહિ આવો–કોઇ.

**એકજ વીર—**

બુરા છે મોહ બાણુના માર,
વાગ્યા તે સૌ યાદ કરે છે, ભુલે નહિ લગાર—બુરા.
ઘાયલ એના ઘાવ વખાણે, એમાં પણ એ મજાજ માણે;
રસનાં ધોયાં એ રસ જાણે. બીજા ન જાણે લગાર—બુરા.
ભર ઉનાળે શિતળ થાતા, ભર શીયાળે બળતા,
ભર ચોમાસે તરસ્યા મરતા, એ ઘાના ખાનાર—બુરા.



## આર્ય નૈતિક નાટક સમાજ

**સંસાર લીલા—** (ફેશન) શેઠાણી.

ફુલી ફુલીને હું ફરતી, બની ફાંકડી નાર,
કોણ છેબરાબરી કરનાર,
તીજોરીઓની ચાવી લઈ, થઇ શેઠાણી નિરધાર
હવે હું રૂવાબથી રહેનાર,
અત્તર લીધાં હજાર હોનાં;
ઓટો મોહીની; બાવી હોના.
લાખ ટકાના જોબન માટે,
કરોડોનાં હણુગાર, હાયબી મારી અપરંપાર.

**સંસાર લીલા—** (હાલરડું કીકાને)

અલુંલુલુ હાલ હાલ હાલ અલુલુ હાલ;
સોનાનું પારણું મંગાવુંરે હાલ હાલ હાલ
મારા કીકાને ઝુલાવુંરે હાલ
છાનો મારા વીર, ભરી આવું નીર
પછી તને હેતથી હલાવુ રે હાલ (૩)
ભાઈ છનો, બાપા છાનો, અરે છાનો રડયા છાનો,
રૂડાં રમકડાં રમવાને લઇ આવું
ઝગમગતાં ઝભલાં બે દરજન મંગાવું.
ગોવાથી આયા બોલાવુરે હાલ હાલ હાલ
આયા ઈધર આવ, બાબા ગાડી લાવ,
બેબી રોતા હય, પ્રીરને લે જાવ, અલુંલુલુ હાલ હાલ હાલ.



**સંસાર લીલા—** (સરસ્વતી)

ન જીવણુ પ્રાણુમાં બાકી ન ચેતન તન મહીં બાકી
છતાં એ નાથમાં મારો અચળ વિશ્વાસ છે બાકી
જગતની હું નથી સ્વામી, જગત મારૂં નથી સ્વામી,
તમે મારા ન જો સ્વામી બધી એ આશ છે બાકી;
જગતનાં બંધનો તુટયા, નયનમાં આંસુઓ છુટયાં,
જીગરના તાર છે તુટયા, રે છેલ્લો શ્વાસ છે બાકી.

**સંસાર લીલા—**

ભોળી હું જગમાં ભુલીરે જુઠા જગમાં
ફોગટ ફેશનમાં ફુલીરે, જુઠા જગમાં.
ઝાકળને મોતી જાણી, અબળા હંસી અટવાણી,
પહેલાં પરખ્યું નહીં પાણીરે....જુઠા....ભોળી.
નરદંભ પ્રેમમાં ડોલે હું તારો એમજ બોલે,
મુખ અમી અંતર વિષ ઘોળેરે....જુઠા....ભોળી
દેખ્યા વિણુ ડગલુ ભરીએ, ભવરણુમાં ભટકી મરીએ,
જોઇ પાત્ર પ્રેમ તો કરીએ રે....જુઠા....ભોળી.

**દેશી નાટક સમાજ**

**દેશ દીપક—**

મિથ્યા થશે ભવિનાં
વિધિની, ગતિની, નવ ગમ પડી....કદી પડેના
લખ્યા જે લલાટે લેખો....કો'દી ફરેના
કળી ના-શકો કો પ્રાણી....હરિની ઘટના



**દેશ દીપક—** (સ્વપ્નાં)

સખી સ્વપ્નબધાં (૨) નથી કોઇ સાચાં પડતાં
અલીએ શમણાં, મનની ભ્રમણાં, કુમળાં હિંવ વ્યર્થ દુભવતાં
૧લી--સોળ વરસની હું રસ રમણી; સ્વપ્ને નાનો કીકો પરણી
રડી રડી રાતલડી ગાળી રસભર રજની વ્યર્થ બગાડી
જાગીને જોયું તો--સુંદર શ્યામ હતા મન ગમતા....
૨જી--મને સ્વપ્ન બાઈ એવાં આવે, નવી શોકય નાવલીયો લાવે,
શોકલડી એ ખુબ સતાવે, મને ભુવનની બહાર કઢાવે
જાગીને જોયું તો—નણદલ વીરા દીઠા કરગરતા....
૩જી--હું સ્વપ્નમાં બની ઇંદ્રાણી, ભરે અપ્સરા મારૂં પાણી,
દેવલોકમાં દેવી મનાણી, થકી સ્વર્ગીય વૈભવ માણી,
જાગીને જોયું તો—મારા રસિયા પહેરો ભરતા....સખી.

**દેશ દીપક—**

જુવાન નરની પ્રીત નકામી, પળપળમાં પલટાય,
ઉપરનાં આડંબરથી, ભોળી બાળા ભરમાય.
સોળ વરસની સુંદરી ઘરમાં પરણ્યા પરઘર જાય,
રસના ભોગી ભુખ્યા ભમરા, પુલપુલ ભટકી ખાય.
બધા પુરૂષ એવા નથી હોતા, એ વાતો ન મનાય.
આજકાળ સોમાં નવ્વાણું, નર પરસ્ત્રીને ચહાય.
મારૂં માનો તો બીજવરને. પરણો સઘળાં બાઈ.
ઘરડા ધણી આજ્ઞાંકિત કેવા. પરણીને સમજાય—જુવાન.

→←→←→←→←→←→←→←→←→←→←→←

**દેશ દીપક—** (નાચ)

યાદી સતાવે અમને દીલદાર યાર તારી રે,
ઓ બે કદર ન કીધી તેં, કંઈ કદર અમારીરે,
ગુલ્જાં અમે બીછાવ્યાં, તેં ત્યાં બીછાવ્યા કાંટારે,
રાતો હજાર વીતી સુની પડી પથારીરે.

**દેશ દીપક—**

દેશ દીપક દેવાંશી, ચંદ્રની જનની જયકારી
ભૂમિમેવાડ મનોહારી....
રાણા કુળમાં રામ સમા જ્યાં, જનમ્યા અવતારી.
જન્મ ભૂમિનું રૂણ ચુકવવા, દેતા શીષ ઉતારી,
પુત્રધર્મનું પાલન કરતા, અડગ ટેક ધારી સુયશકારી
વિરોની, જનની જયકારી.
દેશ દીપક.

**દેશ દીપક—**

અગર અમારા બનો જો દિલબર--વાવુ ઘરઘર નગરમાં કેસર
થશો અધિર નહિ જરા રસિકવર, તમારી મુર્તિ જીગરની અંદર
તમને બાંધુ જીગરને કટકે, હસાવું તમને નયનને મટકે
મીઠાઈ મેવા પુરી કચોરી,
કેરીનું ખાશું પ્રીતે કચુંબર, જોતાં તમને મનડું મહકે
અપુ મુખડે તારે, મીઠાશ છલકે, પાશું પીશું પલકે પલકે
મીઠા અધર રસ અધર ઉપર.

**દેશ દીપક**

હાંહાંરે જેવા રાજા, બની હું તેવી રાણી
વાલા ઠકરાણા માગો તે સઘળું આપું આણી
હવે હું ભરવાની સોનાને બેડે પાણી
સાગ શીશમના ઢોલીયા લાવો, ફુલની સેજ બીછાવો
ખસને પંખે પાણી છાંટી. પવન મને નંખાવો
પોઢે પ્રીતે પછીથી પટરાણી, મોંઘી મજાઓ માણી.
માગો લ્યો સઘળું કહો ખુલ્લે ખુલ્લી દીલની વાત
ચાર દીવસનું જોબનીયું પાછળ અંધારી રાત
તારે નખરે થયો હું પાણી પાણી....

**દેશ દીપક**— ( હું નવી કે દુનીયા નવી )

મને કોઈ તો સમજાઓ, ઓ સ્નેહી સજજન,
આજ હું છું નવિન, કે આ દુનિયાં નવિન.
છુપું છુપું બજાવે, કોણ હૈયાનું બીન...........મને૦
ગાન હૈયે ઉઠેને, વિશ્વ બોલી રહે,
ઘેન નયને ભરાય, જગત ડોલી રહે.
કહો બોલાવે કોણ, હૃદય ડોલાવે કોણ ?
મને કોઈ તો બતાવો, એ તંત્રી પ્રવિણ—આજ હું છું નવિન.

**દેશ દીપક**—

અમી હલાહલ મદભર્યાં, શ્વેત શ્યામ રત્નાર
જીવન મરણ ને વશીકરણ, ત્રણ લોચનના માર



રમણીનાં નયનોનાં લાખ્ખો શીકાર
બચે ન નર બીચારા જ્યાં વાગ્યા એ માર....રમણીનાં.
તીર કે સમશેરથી તો અંગ ઘવાતાં
અંગઅંગ નયનના કટાક્ષથી વિંધાતા
ત્રીલોકમાં મળે ન કોઈ જેનાં ઉપચાર....રમણીનાં.

**દેશ દીપક—**

જાદુ ભર્યાં તારાં નયનો સાંવરીયા,
કામણુ કર્યાં કંઇક કાતિલ પાતળીયા
જીવની જડાઈ ગઈ હવે તું અમારી થઈ....કાં.
આવા કામણુથી ભર્યાં જેના હોએ કંથ,
ભાગ્ય ફળે ભામા તણું, સુધરે સઘળા પંથ,
આવા છલબલથી ભરી જેની હોએ નાર,
કેશવદાસ કહી ગયા એનો બેડો પાર....કાં.

**દેશ દીપક—**

હાંરે ભરને દે ગગરી
મોરી ટુટ ગઇ રેશમ દોરી—રે
મય બારા બરસકી છોરી મોહે સાસ નનદકી ચોરી
મોસે કાહે કરત બરજોરી—રે
કર છાંડ કલૈયાં મચકે મોરી બાલ કમરીયાં લચકે
હય બારી ઉમરીયાં મોરી—રે



**મનોરમા—**

બાઈ હું તો ભુંડા ભરથારથી કંટાળી (ગઈ)
મારી ખીલતી જુવાની મેં તો એળે ગાળી.
વાતો કરૂં જ્યાં હું હાસ્યને વિલાસની,
કહેતો તો ગમાર મને જા જા કંકાસણી,
કુમળા કાળજડાને નાંખે બાળી....હું તો ભૂંડા.
રોજ રોજ લોક મળે જોવા તમાસા,
એકલી બેસીને હું તો નાખું નીસાસા,
સળગે સંસાર ઘડી સુખની ના ભાળી. હું તો ભૂંડા.

**મનોરમા—**

**રસીલી પુલવાડી સોહાય, રસિકા ભાન ભુલી આ જણાય,**
**મધુકર કયાંય નહિ દેખાય, કુમારી આ કુમળી કરમાય.**

( સાખી. )

જીવન કુમારાં ફુલ સમાં, કુમારીનાં કહેવાય,
કોઈ કોઈના ચરણે ચઢે, કોઈ વનમાં કરમાય,
મોઘાં કૈં પુલડાં એવાં, જગતની વાડીઓનાં,
અરધા ખીલેલાં, મીઠી સુવાસે ભરેલાં,
અણુ ચુંટયાં અણુ સુંધ્યાં બહુ ફુલડાં કરમાતાં જોયાં.

**મનોરમા—**

**સખી સાંજનાં આ સ્વપ્ન તને લાગ્યાં, રાતલડી કેમ જાશે,**
**નાની વયમાં મદનબાણુ વાગ્યાં, સાહેલડી શું થાશે.**

રંગ ખીલે નારંગી તારા લાગે, શાને શરમાં તું ઉંચું નીચુ ભાળે,
છાની છાની કહે કોને નિહાળે, બંધાણી કયાં સ્નેહ પાશે.
જાણી જાણી અજાણી શાને થાઓ, જુઠાં જુઠાં આ આળકાં ચઢાવો,
સખી જનની શરમતો કૈંક લાવો, જોશે તો કોઈ શું કહેશે.

**મનોરમા—**

હૃદય રમણી તણાં છુંદે, રસિકવર હો તો એવા હો
કરી મધુપાન ડંખોદે મધુકર હો તો એવા હો
અનેરી કૈંક આશાએ અમે તો કાંઠડે આવ્યાં
રહયાં તરસ્યાં જીવનભરનાં જો સાગર હો તો એવા હો
દીધાં કૈંક દંશ મર્મોમાં નલિનીનાં જીવન સોંપ્યાં
અચાનક છેહ આ દીધા સુધાકાર હો તો એવા હો
નયનમાં આંસુના સાગર હૃદયમાં આગના ભડકા
અમે બળતા તમે હસતાં દયાકર હો તો એવા હો

**મનોરમા—**

આવ્યું જોબન શું, કોઈનાથી ઢાંકયું ઢંકાય,
એક માળે પુરાતાં, તો પંખી મુઝાય.
દરદી દીલડાનાં દરદો તો દીલમાં સમાય,
કોઇને કહીએ જઈ જગમાં, તો હાંસી થાય.
આવે ઉમળકા કયારે, પરણી સાસરીએ જાઉં,
મનમાન્યા મોહનવરની, કયારે માનીતી થાઉં.
કયાં સુધી લાજ આ રાખી રખાય.



મનોરમા—

રસભર રમીએ રજની આજ, કાલ કહો કોણે જોઈ છે,
કાલ કહો કોણે જોઈ છે. (૨)

રસ રસરૂપ ભગવાન માનતા, રસ જીવનનો સાર,
રસ લુંટતાં રસ પીતાં, જવું મુક્તિને દ્વાર.
રસ કયારી સુંદર રમણીઓ, ગુરૂછે રસ અપાર;
રસના રાસ રચાવી રસીલાં, લુંટો રસ પુર બ્હાર.
રસીક મુક્તિનો પંથ અમારો, રસ નિધિ પંચમકાર.
એને જાણે તે સુખ માણે, આ સંસાર અસાર.

મનોરમા—

જગતમાં જુઠી પુરૂષની પ્રીતી સ્વાર્થની સંગે એ રમે
સ્વાર્થની સંગે એ રમે ફુલપુલ ઉડીને ભમે
જ્યાં લગી ખીલતી પુલ વાડી અલી પરવશ બની જાય
તેમ ખીલતા નારી યૌવનપર વિલાસી નર લલચાય
મધુરી એની અંગકળા કરમાય ખીલેલી જુવાની ઝાંખી થાય.
ભ્રમર નર ઉડીને ભમે—જગતમાં.

મનોરમા—

પ્રેમે થયા દીવાના; સ્વર્ગીય સુધા પીવાના
કંટક તણાં બીછાનાં હોજો, ભલે સુવાનાં.
નયને સનમની જ્યોતી, હૃદયે સનમનિ મૂર્તિ
મંદીર ક્યાં જવાનાં?



જ્ઞાનો અગમ નીગમનાં લુખાં. પ્રીતિ વિનાનાં,
દુનીઆ કહે દીવાના, તેને કશી તમા ના.

આર્ય નૈતિક નાટક સમાજ

**સેવકધર્મ**— (જોબનકી જુવાની)

"જવાની ભી અજબ અંદાજસે રંગત જમાતી હય
કહું કુચ્છ હાલે દીલ અપના તો મુઝકો શર્મ આતી હય
છુપાઉં કબતલક ઈનકો યહે ખુદ ઉઠ ઉઠકે આતે હય
મે દોનો બેહુયા બનકર મુઝે હરદમ સતાતે હય"

ઓ જોભનવાલારે જોબનકો જરા રોકલે—ઓ.
આનભરા રસમેં ચતુર નહીં બસમેં
બાલા જોબનરે યહે નાહી મેરે બસમેં—ઓ.
બીસમીલ મેરે બસમેં ખંજર મેરે બસમેં
બાલા જોબનરે યહે નાહીં મેરે બસમે—ઓ.

**સેવકધર્મ**— (મારવાડી ગાયન)

ઈન અખીંયાદા તીરવે ખાલી કદી ન જાય
દી મ્હારે રૂપરી અગ્નીસેં જલ જાય
હુંડી વાલો શેઠનવા નહીં આયોરે (૩)
મેરે હોટોંતે લાલી રવે શુન્નાબાગ બીનમાલી શેઠનવા
મારી સેજરીઆ આડી
અઠે કૌન સોએ મારવાડી—શેઠનવા

→←→←→←→←→←→←→←→←→←→←→←→←

## આર્ય નૈતિક નાટક સમાજ

"રા" માંડલીક—

વીજ ચમકેરે મેઘ ગાજે ઘનગોર
ભીંજે આછી આછી સાલુડાની કોર
રે રાજ વ્હેલા આવોરે
મોર ટહુકેરે માઝમ રાતના ટહુકેછે પેલા મોર
અમારાં હૈયાં ચડાવે ચકડોળ........રે....
ભર જોબનમાં એકલી બાળા બાળે વેષ
હૈયાં સુનાં વ્હાલમાં મુકી ગયા શું વિદેશ
વિજલેડીરે ઉભી જો રહે તો વ્હાલમને કહાવું
એક વાતલડી જો.
સજની સલુણાને એટલુંજ કહેજો કે
તમ માટે ગાળી મેંતો જાતલડી જો,

"રા" માંડલીક— (ગરબી)

ચલરે ગાગર ચલરે ગાગર જમનાજી જઇએ
જમનાજી રળીઆમણાં રે ગાગર ઘુમે—ચલરે
સાસુ સસરા તો મારા દિવસે ન દેખે
જેઠ જેઠાણી કોણ લેખે (૨) ગાગર ઘુમે—
પરણ્યો મારો તો પીટયો ઉંઘનો છે એહી
લુલી નણંદને પગે મેંદી ગાગર ઘુમે
પાડોશી છેલ કોઈ કુંવર કનૈયો
વારી જાઉં બંસીનો બજઈઓ ગાગર ઘુમે—



"શા" માંડલીક—

અલી ગાલો ગુલાબ તુલ્ય તારા સંભાળ જરી બાળા
ભોગી મધુકર જો લોભાશે
ચુંબન આશે આવસે પાસે
"એમ.......હા.
રસિલાની લુંટાશે ફુલમાળા સંભાળ જરી બાળા
જાઓ બહેની મને ના સતાવશો
સ્મીત પુષ્પે વ્હાલમને વધાવશો
થા કંઠ આભૂષણુ થા
જા જાણી જાણી તને જા
ડંખ દેશે ગાલે એ રસાળા સંભાળ જરી બાળા

**વીર તાનાજી—**

ડીયર જો જો ન ભૂલ થાપ ખાશોરે
તમે જુએલી બાગ માંહી આવજો. ડીયર૦
લેહેરીપુરેથી લાલાની ખજુરી
સુરસાગર પરથી પુરી પકોડી
જોડે મેવા મીઠાઈ કાંઈ લાવજોરે તમે૦
સાડી હશે મારી ભુરી વાયલની
સીટી મારીને પ્રીતમજી તીણી
મને બેન્ડ સ્ટેન્ડ પરથી બોલાવજોરે તમે૦



**વીર તાનાજી—**

ગરમ જલેબી મારી ઘર ધણીઆણી છે રે સ્વાદ તણો તું ટુકડો
બુઢ્ઢા બુઢ્ઢીની જોડ મઝેની તું કુકડી હું કુકડો.
ગુડસ ટ્રેનનું તું ઈન્જીન બને તો હું ડ્રાઈવર તેનો થાઉં
છઅ છઅ પૈસા કરતું ચાલે મુંબાઈ શહેરમાં જાઉં છે૦
ફેશનેબલ મારી ચસ્માવાળી, સૃષ્ટિ તણો તું નમુનો,
હું બેલ છું બુઢ્ઢો ખચ્ચર, તું છે ખટારો જુનો. છે૦

**વીર તાનાજી—**

મીત્ર મીત્રમાં ફેર છે. તાળી મીત્ર અનેક છે;
મન મીત્રો દુનીઆ મહીં, કંઇ લાખનમાં એક છે.
શાણા કઠીણ કસોટી કરીએ........
મીત્ર શબ્દનું મુલ છે મોઘું, મીત્ર હૃદય પારખીએ. શાણા
કોઇ લાડીના, કોઈ વાડીના, ગાડીઘોડામાં ફરતા;
આફત સમયે, પાસ ન આવે, દશા જોઇને હસતા.
અનેક એક રત્ન મેળવીએ........શાણા.

**વીર તાનાજી—** (સમયના રંગ)

ફરે સમય સુકાન, (૨)
દશાફરે બુદ્ધી ફરે, ભુલે મુનીવર ભાન; (૨)
મ્હેલ ઝરૂખા બાંધ્યા, લક્ષ્મી અપરંપાર,
થતાં ભસ્મીભૂત જે સમયે, જેવા ઉજડ વેરાન,—ફરે૦
પાપી જગે પુજાય છે, રહી પાપે મસ્તાન,
ધાડ ધર્મી ઉપર થાય છે, ખાવા ન મળે ધાન—ફરે૦



**વીર તાનાજી—** ( ફારસનું. )

થશો ફેશને ખુવાર તમે સમજો લગાર ભાઇ,
સમજો લગાર ભાઈ;
પછી મીસીસ મીસ્ટર થઇને માલશે બાપુ.
બાપદાદાના નામ બેટા બોળશો શું આમ,
પડી ધુળ પાણીમાં પછી ધોવાશે બાપુ.
બેસી મોટરે ફેશનથી ફરશું ફરરરર,
મીસીસ મીટીંગોમાં જઇને ભાષણ કરશે કરરરર.
હતભાગી ભારત કેરો કયમ થાશો ઉદ્ધાર,
બસ ફેશનથી થઈ જાશે બેડો પાર પાર પાર.

**આર્ય નૈતિક નાટક સમાજ**

**રા' કવાટ—**

આજ લંગરવા લાલકો લુભાવું
સજું મંચ અયેસે સંગાર
મોરી સજની—આજ.
નાક નથનીઆ બીંદી બનાવું
સજી શણગાર રસરાજ રીઝાવું
હરિ કો હાર મુથ બન જાઉં—આજ.
આજ મોહન જબ આવે મંદરવા
પુલોંસે સેજ બિછાવું સખીરી ફુલોં—
લકુ બના દું આજ લાલકો
તન મન શુદ્ધ બીસરાણું સેજરીયાં
અયેસો રંગ જમાવું—આજ

મહાદજીશિંદે—

તારી કળા ન કળાય કોઇથી ઇશ નીમીશમાં કાંઈ કરે તું
કર્મ અકર્મ અકર્મ કર્મ કરી અઘટીત ઘટના ઘટીત કરે તું
દમયંતી તારા સાવિત્તિ સમ કુસુમ કોમળ સુંદરી
કરી જીવનમાં વનવાસીની એ અજબ કૃતિ તારી હરિ
જ્યાં ગ્રંથ વાંચું સૃષ્ટિના તો વિરહના પાના જડે
ક્રૂર થઈ કીરતાર તુજને એવું લખવું કાં પડે.

મહાદજીશિંદે—

આલમના મહેમાન માનવી બે દીન અહીં ટકનાર,
અરે આ માટીનો સંસાર.
ધન વૈભવને માલ ખજાના માટીમાં મળનાર,
માટીનો તું અરે માનવી માટીમાં સુનાર.
આલમની ફુલ ફુલવાડી બે દીનમાં ખરનાર,
કાળ ઝપાટે જીવન રોશની જરૂર અસ્ત થનાર.

શાલિવાહન—( ચંદ્રલેખા. ) ( ગઝલ. ) ( સાખીઓ. )

રસીલાં પ્રેમીના હૈડાં પ્રીતમમાં રાત દિન રમતાં,
સલુણાં શ્યામનાં સ્વપ્નાં નજરથી ના ઘડી ખસતાં.
પ્રીતમ જો હોય પાસે તો બધુંયે વિશ્વ પાસે છે,
વસે દુર જો નજરથી એ જગત આ શૂન્ય ભાસે છે.
અધુરા એ સવાલોના જવાબો પ્રેમીઓ ખોળે,
અજબ ઉત્તર પ્રશ્નોના, એ પ્રશ્નોમાં લખાયા છે.

**શાલિવાહન**— ( મધુરી )

મારી સામે ન જોશો જરાય–નજર મને લાગેરે,
જોતાં નયને નયન ઢળી જાય, નજર નહીં લાગેરે—
ભૂલી મને હું સૌને ભૂલાવું;
ભૂલો નહીં એવા ભેદ શીખાવું,
મીઠી મુંઝવણી થાય–નજર મને લાગેરે—
જાદુગરી તેં જાદુ ચલાવ્યાં;
મોહન મંત્રથી ભાન ભૂલાવ્યાં કોને ખબર શું થાય—

**શાલિવાહન**— ચંદ્રલેખા (ગઝલ)

મીઠી નજરના તરસ્યાના તરસ્યા બની રહેજો,
સિંધુ તમે તો બિંદુ સમ અમને ગણી લેજો.
છે સાગર હૃદય તમારા, ત્યાં શાં અભિમાન અમારાં
નિભાવજો શરણાંગત જાણી દોષ સહી લેજો.
જીવન તમારે ચરણે આત્મા તમારે શરણે,
મમ આત્મ તણા પરમાત્મ બનીને અંતરમાં રહેજો.

**એ કોનો વાંક ?**—

ચુંબન વીણ તો સ્નેહ ન જામે,
(તમે) જુઓ જગતના ખેલ (૨)
ચુંબનને ચટકે ધોવાયો, સ્નેહી મનના મેલ—તમે
હારે જ્યારે વહતા વાણી આંખે; આંખ હસી લે લ્હાણી
દીલથી દીલ દબાવી કહેતું, કંઇ કંઈ કીસ્સા કહાણી
વસમી વાતો એ મુશ્કેલ, સમજવી નથી અન્યને સ્હેલ–તમે.



—પશુ પક્ષીઓ જુઓ બીચારાં
વાણી વીણુ વીચરે દુખીયારાં
સ્નેહ ઉમળકો મૌન વૃતિએ શમાવે ચુંબન દ્વારા
નીર્મળ સ્નેહ તણી એ વેલ
પોશવી ચુંબનથી કરી પ્હેલ—ચુંબન.

**એ કોનો વાંક ?**

ખાન્દાની નથી તુજ ખમીરમાં
ભલે ગણતી થાતી હો અમીરમાં—ખાન્દાની.
સ્વાંગ શાહુકારીનો કર્મો છે કાળાં
છુરી બગલમાં કરમાં છે માળા
પડયું સોમલ સુધાસમ ખીરમાં—ખાન્દાની.
દુરથી દેખાતા ડુંગર રૂપાળા
હૈયા હેઠળ હોય પત્થર કાળા
ન હોય સંભવ કુન્દનનો કથીરમાં—ખાન્દાની.

**એ કોનો વાંક ?—**

હો મુસાફર જાગ જાગ સુતો શું સોડ તાણી
પથે પડી ચાલ ચાલ, સમયને અમુલ જાણી—હો
ઉંઘમાં ગુમાવી તેં ઘડી જે ભલે ગઈ તે ગઈ.
સમયનો કરી લે સાથ બાજી હાથ રહી તે રહી.
તીમીર ટળે પાપ બળે કાન્તિ મળે શાન્તિ મળે
ભાવીને તું ભેટ હસી.
શાને લાવે આંખ પાણી—હો.



**એ કોનો વાંક?—** ( કાકો ભત્રીજો )

કયાં ચાલ્યા ઓ કાકા નહિ દઉ જાવા.
—મસાણુમાંથી ઉઠી આવ્યો મફત મલીદા ખાવા—કયાં.
—સુના આ સંસારમાં મને કોણ દીલાસા દેશે
—કાકી તારી ઉભી આંગણે તારાં છાજીયાં લેશે
....કાકા વિયોગે તારા મરીશ હું ઝુરી ઝુરી
—કોનસ્ટેબલનો કાન પકડી તારી ભરીશ જુરી
—ગોળને પાણીએ નાહી ક્રિયા કરજો પુરી
—તે દાડે તો દીકરા હોંશે ખાશું લાડુ પુરી—કયાં.

**એ કોનો વાંક?—**

ધીમા ધીમા ચાલો રે મુનીમજી
પતલી કમર બલ ખાયરે
બાણુ નયનોનાં એવાં કાતિલ
જડ પત્થર આ પાણુ થઈ જાય—ધીમા ધીમા.
—જખમો ઉંડારે શંકરીયા
દીલના આજ સહ્યા નવ જાય
જેઠીમાં જીવ પેઠો મારો
—ચોકે પડયો ચુંથાય રે
—અરરરરરર હાય, અહીં કંઈ થાય—ધીમા.
—સુણુ સુણુરે શંકરીયા તું દીયરીયો મારો થાય
—છે બહુ પાકો મારો કાકો
કોણુ તમારો એ થાય.
—અરરરરરર હાય અંહી કંઇ થાય—ધીમા.



**ભીષ્મપિતામહ—**

રૂડા રૂપાળા બહુ બહુ જોયા, પણ અંતરના મેલા,
ઉપર ઇંદ્રામણા સરીખા, અંદર ઝેર ભરેલા.
ચંદન વૃક્ષે સાપ રહે તેમ, સજ્જનમાં દુર્જન ખળ છે;
સુગંધથી સમજાશે સઘળા, કસ્તુરી કે કાજળ છે—રૂડા.
કરી આકરી પુરૂષ પરીક્ષા, ગુણના સાગર ગોતી લ્યો;
તજી શંખ શેવાળ સમાને, મહા મૂલ્યનાં મોતી લ્યો—રૂડા.

**ભીષ્મપિતામહ—**

એક પત્નીના પિયુની પ્રેમી, ભૂષણ સૃષ્ટિનું લેખાય;
એ દંપતીના લાડ કોડ સૌ, સંસારે સુખથી સચવાય.
પરખી પ્રેમ અખંડ પ્રભુ પણ, સંકટ સમયે કરે સહાય;
જુઓ સુકન્યા સાવિત્રિ જે, સતીમાં મુગટ મણિ દેખાય--એ દંપતી.
એક પત્નીવ્રત રામચંદ્રનું, પાળ્યાં જનક સુતા જ્યાં ન્યાય;
અખંડ પ્રેમ વડે એ દંપતી, ઈશ્વર રૂપે બધે પૂજાય-એ દંપતી.

**ભીષ્મપિતામહ—**

બળવાન વિધિના લેખ, બહેની, બળવાન વિધિના લેખ;
એમાં થાય નહિ મીન મેખ—                    બહેની.
એક ગુલાબનાં ફુલડાં બહેની, માળીની છાબે વેચાય;
એક ચડે મહાદેવને, બીજું પગ તળે કચરાય—એમાં
પંખીના મેળાની પેઠે પિતા ઘેર, પુત્રીઓ ભેળી થાય;
પિયર મેળો બે પહોરનો, તજી ભાગ્ય લખે ઘેર જાય—એમાં.



**ભીષ્મપિતામહ—**

ભૂમંડળમાં સરવે જોયા, લક્ષ્મીને ભજનારા;
શ્રીમંતના પગલાં પણ સારાં, નિર્ધન મુખ નઠારાં--ભૂમંડળ.
ધનવાન ઘેર ધક્કા ખાતા, સરસ્વતી સુત ગુણના જ્ઞાતા;
લક્ષ્મી તન મૂરખ પૂજાતા, વિદ્યા ઉપાસક સૂકાતા—
ધન્ય ધન્ય છે લક્ષ્મી માતા, અકળકળા તારી વિખ્યાતા;
વાહ, વાહ, વાહ--ભુમંડળ.
રાંડ ભાંડ નાટકે કરનારા, શોધે શ્રીમંતને ગાનારા;
અમૂલ્ય રત્નના જોઈ ચમકારા, ખમા ખમા કરે બ્રાહ્મણ સારા;
અવગુણ સઘળા ઢાંકી નાંખે, પૈસાના સઘળે પોબારા--ભૂમંડળ.

**ભીષ્મપિતામહ—** ( ગઝલ. સ્રી હઠ. )

હઠે ચડયાં જણ ચાર, વાર્યાં તેતો નવ વળે,
નૃપ જોગી સ્રી બાળ, મુવા સુધી હઠ નવ મૂકે.
રાજા જોગી બાળ શાંત રહેનારા, કળા કૌશલ્યથી વશ હોનારા;
અબળાનું ઔષધ કોઈ ન જાણે, માથું કુટે કુટે સુંદર પાણે--રાજા.
ખુશામતે રીઝતો ભૂપાળ, માતા મનાવે હઠે ચડયુ બાળ
જોગી સેવાથી કદી પણ રીઝે, વનિતા વસમી વેણમાં ખીજે--રાજા.
રામા રેહેશે તો આપ વિચારી, ચાલે નહિ તેના બાપની કારી;
ધાર્યું પોતાનુ એ નિશ્ચે કરશે, હઠે ચડી કોઇથી નવ ડરશે--રાજા.

**ભીષ્મપિતામહ—** ( સ્રી પુરૂષવેશમાં )

સ્રી શરીરનાં લક્ષણો મારાં, શી રીતે છુપાશે;
નિતંબ મોટા કેડ પાતળી, ચુવા કેમ જળવાશે--માજી--સ્રી.



નેત્ર બાણુ મારાં નહીં છુપે, રમણી સમજી જાશે;
જોબન મારૂં હસ્ત મેળાપે, જરૂર ઉન્મત થાશે--માજી--સી.
પોગળ મારૂં જરૂર ત્યાં તો, કન્યાને પરખાશે;
સાસરીયામાં થશે ફજેતી, જીવ રખેને જાશે--મારો--સી.

**ભીષ્મપિતામહ**—

મીઠી મીઠી આંબલીઆની ડાળરે, કોયલડી ટહુકા કરે;
સુણેના સાસુડીનો બાળરે, સાદ તાણી તાણીને મરે.
કોણુ જાણેરે એનો વિરહિણીનો વેશ,
વીતી જાણેરે જેનો પિયુડો પરદેશ;
ન રહે ભાન તેને લેશ (૨) ઘેલી ફરે છુટે કેશ--વીતી જાણેરે,
જ્યાં મન સાથે મન મળ્યું, ત્યાં તન મન ધન ડુલ;
અનઘડથી અંકાયના, પ્રીતલડીના મૂલ. કોણુ જાણેરે--મીઠી મીઠી

**ભીષ્મપિતામહ**— (પરણ્યાની પહેલી રાત)

પરણી વર કન્યા રમે, રજની રતિ રંગ ભોગે;
સ્વર્ગ સુખ કેમ પરહરો, પ્રથમ રાત વિયોગ.
આઘા આઘા શું જાઓ છો રીસમાં, શું જોડયું છે ચિત્ત જગદીશમાં;
શીદ પરણ્યા પિયુ ત્યારે પ્રીતથી, રહેવું હતું કુંવારા એક ચિત્તથી--
આઘા.
લ્યો લ્હાવો અવસર રૂડો જાય છે, મારા મનડામાં કાંઈ કાંઈ થાય છે;
જાણે ચુંબન આપું ભીડુ બાથમાં, રમશું રજની રૂડી રહી સાથમાં--
આઘા.



**ભીષ્મપિતામહ—**

અહો ધર્મ કર્મ વિણુ, અખંડ સુખડાં ક્યાં મળશે ક્યાં મળશે,
પરભવનાં પાપો ક્યાં બળશે, તન મનના તાપો ક્યાં ટળશે—અહો.
ઉંચું જોતાં નર આખડશે, નીચું જોતાં ઉંચા ચડશે;
પોતાનું પોતાને નડશે, નહી જળમાંથી માખણુ જડશે,
હરિ ચરણુ શરણુમાં તાપ ત્રિવિધના, સહુ ટળશે—અહો.

**ભીષ્મપિતામહ—**

જેને સ્વજન કુટુંબી કુપાત્ર મળે,
તેના સુખ તણી નવ આશ ફળે—જેને૦
અતિ કલેશ થકી દીલતે કકળે,
વળી અગ્નિ વિના દિન રાત બળે—જેને૦
જેના સ્નેહી સંબંધી સુપાત્ર ઠરે,
અહો તે જનનું સદ્ભાગ્ય ખરે—જેને૦
મનવાંછિત ઇચ્છિત અર્થ સરે,
જન્મી જન જન્મ સફળ કરે—જેને૦

**એકજ ભુલ—**

મને ભોળીને ભરમાવી રે મા કેમ કરૂં ?
અણુસમજુને ફોસલાવી રે મા કેમ કરૂં ?
મારી પાસે પાસે આવે, છાની વાતો સંભળાવે
મારૂં દીલ લલચાવે પેલો ગરજી,
પ્યારી કહીને બોલાવે એની પાસે કેમ ફાવે ?



એ તો સાંભળે ન એકે મારી અરજી.
છાતીમાં તો અરરર રરરર અરરર રરરર થાયરે--મા.
એના મોઢાની મીઠાશ એ તો જાણે નાગ પાશ,
પછી હોય કે ન હોય મારી મરજી,
કરે પરાણે એ પ્રીત, એ તે ક્યાંની મરજી,
થઇ બેસે છે ધરાર મારો વરજી!
છાતીમાં તો થરરર રરરર થરરર થાયરે મા કેમ કરૂં!

**ગઢપતન**—

નાચે છે મોર, આલી નાચે છે મોર,
　　　　વ્હાલમની વાડીમાં નાચે છે મોર
નાચે છે મોર મારા ચીતડાનો ચોર
　　　　વ્હાલમની વાડીમાં નાચે છે મોર
પડે વર્ષાદ ચોધાર, ગાય યુવતી મલ્હાર
પ્રેમ વીણાનો તાર કરે વાગી ઝંકાર
કળા ભરી મોર, કરે ટુહુ ટુહુ શોર
　　　　વ્હાલમની વાડીમાં નાચે છે મોર.

**એમાં શું**—

સુંદીર સાહ્યાબારે મને શાને ? લીધી ત્હારી બાથમાં
રોકયું હૈયું નારે મારા હાથમાં　　　　**સુંદીર**
આ શું સાહેબોની એટીકેટ છે,
તું તો જેન્ટલમેન પૂરો અપટુડેટ છે.



પ્રેમ મંદિરનું ચુંબન ગેટ છે,
એ તો અહસ્થાઈની સરટીફીકેટ છે,
સદા રહેવું રમણીઓના સાથમાં. સુંદીર.

જીવન નૌકા—

અમારા સ્નેહ ભર્યાં સન્માન
સોહાગી સ્વીકારજો હો રાજ
હૃદય નંદન વનમાં ફુલપાન—સોહાગી સ્વીકારજો હો રાજ
મન મંદીર અધીક અજવાળ્યું,
ઉર આસન સુંદર બીછાવ્યું
અભેદ પ્રીતી દાન રસીકને (૨)— સોહાગી.
પ્રેમ અંજલી ભેટ ગૃહીને
વ્હાલ વધારો વ્હાલા રહીને
અરપ્યાં તન મન પ્રાણ ચરણમાં ( ૨ ) —સોહાગી.

જયદેવ—

બાઈ મ્હારી ફુલવાડી શ્યામે લુંટી
ફુલ મહારાં મોંઘેરાં લીધાં ચુંટી—બાઈ૦
છાનો આવીને છુપાયે,
હવે શું કરૂં ઉપાય મારી ધીરજ ખુટી—બાઈ૦
પુછું ત્યારે પાય લાગે
કાલો થઇ મારી માગે ( ૨ )
કરૂં વશ કેમ એને કોઈ તો બતાવો બુટી—બાઈ૦



## વીર માનસિંહ—

હિંદ ભુમિ છે માત અમારી, પ્રભુ અમારો તાત
માનવ જાત વસે આલમ તે, બધા અમારા ભ્રાત
પ્રજા અને રાજા બન્ને, છે એક એક દાસ,
ધર્મ ભુલે રાજા રૈયત તો નક્કી થાય વિનાશ.

સાખી { જુલમ તો ઝાઝા દિવસ, સાંખી પ્રભુ શકતો નથી,
અન્યાયથી જે રાજ્ય કરતા, રાય એ ટકતો નથી.

સાખી { માની પ્રજાને તુચ્છ જે નૃપ, ગર્વથી ફુલાય છે,
તે જાણુતો નથી ઝાઝી કીડી, સાપ તાણી જાય છે.

આંખ ઉઘાડી જુઓ બાદશાહ ? કોણ રંક ને રાય ?
માટીની કાયા છે સહુની, માટીમાંજ સમાય.

## નુરેવતન—

બજારે ઈશ્કમે શ્રહાક હય કોઈ પુકારે !
મઓસમી મેવા હું મએ સસ્તા ખરીદારો ! !
સીનેપે ઉભરે હુવે દો અનાર હએ.
દીન એહ શબાબકે કએસે પુર બહાર હએ ?
"ન કોઈ મુજકો એહ ફરમાએ બેવફા દીલ હું."
"અનોખી, જીન્સ હું, પ્યારા હું, બાહયા દીલ હું."
"ભરી હએ દર્દે મહબ્બતને બીજલીયાં મુજમેં."
"ખરીદ લે કોઈ મુજકો કે ચુલબુલા દીલ હું."



ભજન—

મને કોઇ મેળોરે ગોકુળીઆ વાળો ગારૂડી
જેરે જોઈએ તેને મ્હોં માંગ્યું આલું
આલુ મારા હૈયા કેરી હાટડી —મને૦
માથે મટુકી મારી મહીની ભરેલી
પ્રેમે ભરેલી મારી પારડી —મને૦
બાઈ મીરાં કહે છે પ્રભુ ગીરધરના ગુણ
ચરણ કમળ જાઉં વાટડી—મને૦

રાણા પ્રતાપ— —: ગઝલ :—

બલિદાન માંગતી હોય, માતા તો કયું છુપાઉં,
કિસ રોજકે લિયે હય, યે કયું કામમેં ન લાઉં.
જન્મભૂમિ જનનીકો, સંતાનકી દરકાર હય,
તબ ન આને કામ વો, સંતાનકો ધિક્કાર હય.
જબ બુલાવા દેશકા આયા, મંય કયું બયઠા રહું ?
યે તો ધન હય, પ્રાનભી જો ચાહો તો તૈયાર હય.
જીસ મીટ્ટીસે બનાહું, જીસ મીટ્ટીસે પલાહું,
ઉસ મીટ્ટીમેંહી મીલકે, કર્જા ન કયું ચુકાઉં--બલિ.

સુરેવતન— —: ઉસ્તાદી :—

ઝુમત આવે શામ મતવાલા,
એક હાતમે પ્રેમકી બોતલ, દુજે હાતમે પ્યાલા;
દેખો સખીરી લીપટ ન જાએ.
ટુટ ન જાએ મેરી મોતનકી માલા,
ઝુમત આવે શામ મતવાલા.



**ભુલનો ભોગ—**

મંય કયસે ભરૂ પનીયા રે પનઘટપે,
નટખટ બોલત ઘુંઘટ ખોલત;
નૈન નચાવે કનૈયાંરે પનઘટપે--મંય કયસે.
પ્યાસે પનઘટપે હુએ જબ, નયનવા ઘનશ્યામકા,
ઢુંઢતે લગે નાચને, દીવાના અમૃત જામકા.
પનઘટસે કહાં તું ભાગતી, ફરીયાદસે હય કામ કયા,
ઘટઘટમેં ખાસી હય સદા, વો કાન ગોકુલ ગામકા.
લાજ ધરત નાહી જાદુ કરત વાહી, બંસીવાલા કનાઈ,
ડરત ફીરત કામનીયાંરે પનઘટપે—મંય કયસે.

**ચલતા પુર્જા—** ( ગઝલ )

મુરખ છાંડ વૃથા અભિમાન, અવસર બીત ચલ્યો.
હય તેરોહો દિનકો મહેમાન, અવસર બીત ચલ્યો હય.
ભૂપ અનેક ભયે પૃથ્વિપર, તેજ બલવાન,
કઉન બચ્યો યા કાલ ગાલતે, મિટ ગયે નામ નિશાન.
અંત સમય સબહીકો તજકર, જાય બસે શમશાન,
ધવલ ધામ ધન ગજ રથ સેના નારી ચંદ્ર સમાન.
રે મન મૂઢ અંત જીન ભટકે મેરો કહયો અબ માન,
નારાયણ બ્રજરાજ કુંવરસો, બેગહી કર પહીચાન.

**સાચો સંન્યાસ—**

આવાં મીઠાં વેણુથી, આમંત્રણ જ્યાં થાય.
અમ સરખાં માણુસ થકી, ના તે કયમ કહેવાય ?



હાં ફુલડાં વીણુવા કદિ આવશું, મધુરાં પુલડાં વીણુવા કદિ આવશું.
પંકજશાં આ પગલે, કયારે સોહાવશો ફુલવાડી ?
ધીર હો રાજ—મધુરાં.
તમારી વાડીનાં મોંઘેરાં પુલ, ગુંથી કરૂં ઓઢણી અણમૂલ,
ધરૂં અંગે, ઉછરંગે, રૂપ આ છલકાઈ જાય. ધીરા હો રાજ-મધુરાં.

**ભાગ્યોદય**—

ચાલોજી પીયા ખેલો આજ હોરી.
તારી રંગ ભરી પીચકારી સોનેરી,
દેહ તારી ભીંજાય જો, ગોરી ગોરી મોરી—ચાલોજી.
તું વસંતની વેલડી, લહેરે લળી લળી જાય,
તેમ તેમ મોહન મંત્રથી, મુજ મન ઝોલાં ખાય.
પીયાં તારા ઘેરાં નેનાં, કસુંબલ ઘેર્યાં નેનાં,
ઝોકે નાં જાજો વ્હાલા, રંગ ચુવે ને ભીંજાય સાડી મોરી-ચાલોજી

**મતલબી દુનીયા**— ( નાચનું ગાયન )

ગઈ મેરી જાન રે ! ઘુગરૂ છુડાદે અય સુબહાન !
નાચ નાચકર મય થક ગઈ, પીશવાજસે મય દબ ગઈ!
તાતા થઈયા કરતે મર ગઈ, મુઝે દે અમાન રે-ઘુંગરૂ૦
નીગોડા એહ તબલા પુટે, સારંગીકી તારે તુટે,
મનજીરેકી ટન ટનસે, એહ ફુટે મેરે કાન રે !
ઉસતાદોંકી નાહક ઝીડકી, નાયકાકી ઉસપર ઘુરકી,
જબ જાએ ઠુમરીકી મુરકી, છુડા મેરી તાન રે !



**ગાફીલ મુસાફીર**— ( હોલી )

ફરમાતે હંએ જનાબ, કે હોલી સુનાઇયે,
કયુંકર સુનાએં ? આપહી ગાકર બતાઇયે;
અબતક પુરાને મુજરેકે, વાપસ મીલે ન દામ ?
નવાબ સાહેબ, સીધી તરેહ દામ લાઇયે.
કઓન ખેલે અમીરી, અયસી હોલી ?
ઉંચી દુકાનકા, ફીકા પકવાન હંએ,
ખાકર કયા ગાઉં, મય હોલી ?

**ઉસ્તાદી**— ( નયનોકા જુલમ )

પ્યારે તોરે નયનાં રે સીતમ કરે,
સીતમ કરે, ( અરે વાહ વાહ ! ) જુલમ કરે:
(હાય હાય) ! ગજબ કરે:—પ્યારે.
હય ગજબ આંખોમેં, સુરમા લગાયા ન કરો,
ઉમ્ર બાલી હય, અભી પાન ચબાયા ન કરો.
હમારે સામને ગયરોંકો, બુલાયા ન કરો,
મુફ્તમેં જાન મેરી, અબતો જલાયા ન કરો:—પ્યારે
ઇધર મીસ્સીકી દમક, ઔર પાનકી લાલી,
ઉધર જુગનુંકી ચમક, ઔર કાનકી બાલી,
ચારહી જુલ્ફ઼ ઘટા, છા રહી કાલી કાલી,
તેજી કટાર ન મારો, સૈયાં મય મતવાલી,
**જાદુ ભરીયાં નયનાં તેજી જખ્મે જીગરકો સતાયેરે—સીતમ કરે.**



**મતલબી દુનીયા—** (જમાનાકા રંગ)

દેખા એહ આજ મયને, જમાના બદલ ગયા !
આંખે બદલ ગઈ હંય, ફસાના બદલ ગયા !
ફીતરતકે હર અસરમે, હુવા કયું યહે ઈનકેલાબ ?
પાની ફલકપે, ખેતમે દાના, બદલ ગયા ! !
મુજકો હય એહ તાઅજ્જુબ, એહ ઈનકેલાબ કયસા ?
દુનીયામે આ ગયા હય, દઓરે અજાબ કયસા ?

**દેવકન્યા—**

મુને ઘેલી કીધી છે નંદલાલે, છેતર્યા છોગાળે.
મુને મારી નયનોનાં બાણુ, છેતર્યા છોગાળે.
કોરી લીધું છે એણેજ કાળજડું મારૂં સખી,
ભુલી હું તો સાન ભાન, છેતર્યાં છોગાળે—મુને૦
મુરલી મધુરી વાગતી, વેધક નાદ અખંડ.
મોહન મંત્ર સખી ભર્યો, લોભાવે મુજ મન.
આસો માસે અટપટો, શ્યામળીયાજીરે વ્હાલા,
કૃષ્ણુજી કાળુડો નાગ, કોને ડસીયાજીરે વ્હાલા—મુને૦

**આકીલ મુસાફર—**

દુનીયાંમે જો ચલા નેકી પર બેડા ઉસકા પાર હુવા,
માલ ખરીદા જીસને અચ્છા નફા મીલા જરદાર હુવા.
ખોટા સઓદા જીસને કીયા નુકશાન ઉઠાયા ખાર હુવા,
પરખા જીસને અપને આપકો, દીલકી કસોટીપર કસકર;
શરમીન્દા ફીર દુનીયામે ઇનસાન ન વોહ જીનહાર હુવા.



રામાયણ— —: કવ્વાલી :—

જો હય મંજૂર ધન--રક્ષા, તો ધનવાનો બનો દાની,
કુએંસે જલ ન નિકલેગા, તો સડ જાયેગા સબ પાની.
દિયા જલ હમકો બાદલને, તો ઉંચા હો ગયા બાદલ,
રહા નીચાહી સાગર, હય અદાતાકો પશેમાની,
કોઈ મરતા હય ધન દેકર, કોઈ દેતા હય ધન મરકર,
જરાસે ફર્કમેં બન જાતે હૈંય "જ્ઞાની" કે "અજ્ઞાની"

સતિ ઉજળી— (ગઝલ)

નથી સુખચેનની છાયા, સુખડ સંસારની માયા,
અકળ સંસારની ઘટના, રચી વિપરીત જગરાયા.
ઘડીમાં હર્ષ છલકાતો. પલકમાં આફતો પુરી,
કદી હો લગ્નનો ઉત્સવ, કદી જલ્લાદની છુરી.
સમજીએ આ જગત જંજાળ ખોટા રંગ સંધ્યાના,
પછી થાનાર ઘટનાના હરખને શોક તે શ્યાના.

છત્રવિજય—

સખી જોને કાંટો વાગ્યો ફુલડાં કેમ વીણ્યાં આ જાય ?
છે જરાક જેવો કાંટો પણ અંતરમાં ઉઠે લાહ્ય--સખી
પીડા કારમી હૃદયે જાગી ઝીણું ઝીણું ખટકે ઓયમા
શું થાય કંઇ સમજાય નહિ જીવ મધુરે ચટકે અરરર.
પીડા આશી કહેવાય ? ના સ્હેવાય
જીવડો જાય અરરર લવક લવક થાય--સખી.

→←→←→←→←→←→←→←→←→←→←→

**સંસાર સાગર—** ( ગઝલ. )

પૂછે મને તો હું કહું, દીલદાર હો તો આવી હો;
આંખો કહે જોવા ચહું, ચહાનાર હો તો આવી હો.—
મસ્તીભર્યાં નયન શરે, રસીકનાં હૈડાં હરે;
જોનારને ઘાયલ કરે, તલ્વાર હો તો આવી હો.—
સુધાભર્યાં અધરો પરે, અમૃત મધુર વરસ્યા કરે;
પીનારની તૃષા હરે, રસદાર હો તો આવી હો.—
શી ખબર અમૃત પીવાડી, અમર કરશે કે નહીં ?
અમૃત તણા પ્યાલા ભરી, પાનાર હો તો આવી હો.—

**સંસાર સાગર—**

સંસાર તણો સાગર તરવા, અભિમાન કોઇ ના કરશો;
છે કામ, ક્રોધ, મદ, મોહ ભર્યો; એ મહાસાગર કયમ તરશો;
—સંસાર.

જો વિષય તરંગે લલચાશો;
તો વિષમ ખડકમાં અથડાશો.

નીતિ તણી નહીં નાવ હોય તો અધવચમાં ડુબી મરશો;
સદ્ધર્મ તણો નહીં હશે સુકાની, તો કયમ પાર ઉતરશો ?

સજ્જન આ સંસારનો, કોઇ ન પામ્યા પાર;
ડુબાવનારા બહુ વસે, કોક જ તારણહાર.

સ્વચ્છંદ સફર જો કરશો, મુજ માફક ઝુરી મરશો,
એ મહાસાગર ક્યમ તરશો—સંસાર.



**સંસાર સાગર—** ( ગઝલ. )

રસીલાં હૃદયના કોઇએ કરો ના ભરોસા,
છે બળતા અંગાર સમાં એ બાળી જશે.—
પુષ્પો સુંવાળાં માની પ્રીતે સાચવશો તો યે;
કારમા ડંખ તમને મારી જશે...............
ભોળાં પ્રવાસી મનોરથ ઘેલાં;
જગતના પંથ બાપુ ! કાંટા ભરેલા,
ફુલોનાં બીછાનાં માની ભરમે ના ભૂલતાં,
પાસે જશો તો ઝેરી નાગો હશે.--

**સંસાર સાગર—** ( ગઝલ. )

જીવ બાળીને જીવાશે ક્યાં સુધી ?
આગ દિલડાંની છુપાશે ક્યાં સુધી ?—
જીગરને પૂછી જુવો તો એ કહે,
કે જુવાની વ્યર્થ જાશે ક્યાં સુધી ?—
કામનો અગ્નિ બુઝાવા આંખથી
આંસુઓ ઢાળી શકાશે ક્યાં સુધી ?—
છે પીયૂષ પાસે છતાં સંકોચમાં,
સાવ તરસ્યાં રહી શકાશે ક્યાં સુધી ?—

**સંસાર સાગર—**

જરા કહોજી રસરાજ આપ સ્નેહી થશો ?
હૃદયસ્વામી થશો, કે પ્રણયગામી થશો ?
ભોગી રસના થશો, કે યોગી સ્નેહના થશો ?—**જરા.**



નથી ભોગી સુંદરતાનો, સ્નેહનો હું યોગી,
વિલાસનો ન ભૂખ્યો, નહીં વાસનાનો રોગી;
રમણી થશો, કે સ્નેહ રાણી થશો ?—જરા.
સ્નેહ બંધનથી સ્નેહીને આમ બાંધજો;
થજો એમનાં તમે ને એ તમારા થજો—જરા.

**શુકદેવજી—**

( શુકદેવજી અને ગંગામૈયાનો સંવાદ. )
—મ્હારે જન્મ નથી લેવો.
ઓ જમના મૈયા, મારે જનમ નથી લેવો.
હું તો જનમ જોગી એવો.
ઓ જમના મૈયા, મારે જનમ નથી લેવો.
—આતે તમારો જોગ કેવો ?
જનમ જોગી, આતે તમારો જોગ કેવો ?
—અભય કવચ, તને આપું હો વ્હાલારે.
ના હોય ટાઢ કે પરસેવો— જનમ જોગી.
—પ્હેરવાની બાધા મ્હારે, ઓઢવાની બાધારે;
અમે ધર્યો છે જોગ એવો— ઓ જમના.
—અક્ષય પાત્ર હું, આપું છું વ્હાલારે,
જમો મીઠાઇને મેવો— જનમ જોગી.
—ખાવાની બાધા મ્હારે, પીવાની બાધારે;
મેં તો કર્યો છે નીમ એવો— ઓ ગંગામૈયા.



—વેદ ચારેનું જ્ઞાન, પામ્યો તું વ્હાલારે;
શ્રુતિ સ્મૃતિનો સાર લેવો—        જનમ જોગી.
—શ્રુતિ ને સ્મૃતિ મ્હારે નામ હરિનુંરે,
હું તો જનમ જોગી એવો—        સરસ્વતિ મૈયા.

**શુકદેવજી—**

(શુકદેવજી સંસાર તજે છે તેની માતા ના કહે છે)

ના ના ન્હાનડીયા જાયા (૨)
નહી જાવા દઉં લાડકવાયા!        ના. ના.
હજી તું છે નાનો બાળ,
તારે નથી તપનો આ કાળ,
નહીં જાવા દઉં લાડકવાયા        ના. ના.
બાર વર્ષ મેં ઉદરે રાખી,
વૃથા વહયો શું ભાર?
નહીં જાવા દઉં નયન સલુણા (૨)
આત્મ તણા આધારરે—        ના. ના.

**શુકદેવજી—**

(વારાંગનાઓ શુકદેવનું તપ છોડાવવા જાય છે)

સાંવરીયાને જોગ લીયો, અબ કીસ બીધ પાસમેં જાઉં—સાં૦
ગોરસ.મટકીમે મહી જમાવું, ગ્વાલન બનકે મેં જાઉં—સાં૦
ફુલનકી ફુલ છાબ બનાઉં, માલન બનકે મેં જાઉં—સાં૦
ગોરે ગોરે અંગપે ભભુત લગાવું, જોગન બનકે મેં જાઉં—સાં૦

**શુકદેવજી—**

નથી આ બોલ જરા ખોટો,
ઓ બાલ મુની, નથી આ બોલ જરા ખોટો;
વૈકુંઠ માંહી વિષ્ણુ ને લક્ષ્મી,
બ્રહ્મા સાવિત્રીનો જોટો;
માયા મહેશ્વર જુદાં નથી,
છે મહિમા માયાનો મોટો.... .... ઓ બાલ.
—ભલા ભલાએ ભુલ ખાધી સંસારમાં,
ચાખ્યો માયાનો સોટો;
શાને તમે બ્રહ્મચારી રહયા ?
કહો શાને તમે બ્રહ્મચારી રહયા ?
આતો પકડયો અમારો ટોટો.... .... ઓ બાલ.

**શુકદેવજી—**

સુત સપુત પાછા વળો, સુણો હીતનીરે વાત.
શાને ઘેલા થઈ ઘર તજો ? તજો માતને તાત—સુત.
—પુજ્ય પિતાજી પાછા વળો, જાણી હીતની મેં વાત,
કોણ પીતા કોણ પુત્ર છે, કોણ માતને તાત—પુજ્ય.
—માતા તમારી રૂદન કરે, નાખી નાંખી નીશ્વાસ,
ઘો કૈં આશ્વાસન તેહને, કરો શાને નિરાશ.
—લક્ષચોરાશીમાં હું ફર્યો, બન્યો સઘળે નિરાશ.
અવતાર ધરીયા અનેક મેં, પુરૂં કોની હું આશ-પુજ્ય.

**શુકદેવજી—**

મોરલા મઢાવું, ચાંચ ત્હારી સોનાથી:
કૈંક ટોકા કરીને, જોગીરાજને જગાડ,
જોગીરાજને જગાડ, વીરા માનું તારો પાડ....મોરલા.
વર્ષાના વિલાસી, તપોવન વાસી,
કલાધાર કલા તું તારી દેખાડ (૨).... મોરલા.

**શુકદેવજી—**

ભગા તારૂં ભાગ્ય ખુલ્યું;
તારૂં ભાગ્ય ખુલ્યું હવે ભલો જડયો છે ઉપાય.--ભગા.
આંખોની વચ્ચે નાક નડે તેથી,
પરભુ ન દેખાય....
આ નાક વચ્ચેથી જાય.
પછી ભગવાનનાં દર્શન થાય;
મારા જેવા હોને કરૂં તો પુછયાની ખોભુલી જાય.--ભગા

**શુકદેવજી—**

ક્ષમા એજ ભુષણ શુરવીરનું,
ક્ષમા ભુષણ છે શાણાનું:

દયા એજ ડહાપણનું ઘર છે,
હિંસા એજ દિવાનાનું.... .... .... જુઓ.
વિદ્વાનોનું ભુષણ વાણી,
સાધુ લે સાધુતા જાણી;
ક્રોધ કર્મ છે બહુ નઠારૂં
હોય રંક કે રાણાનું.... .... .... જુઓ.



**શુકદેવજી—**

સુખ દુઃખ મનનાં કારણ સજની,
મન પર સૌ આધાર;
જેનું મન જેથી માન્યું, તેમાં સુખ તેને સાર....સુખ.
યોગી છે યોગે રાજી, (૨)
ભોગી ઉપભોગે રાજી, (૨)
રાજી વનવાસી વન મોઝાર
સજની રાજી વનવાસી વન મોઝાર.... સજની.
ડહેલે ઘરબારી રાજી,
મ્હેલે દરબારી રાજી, (૨)
રાજી જેનો જેવો અધીકાર;
સજની રાજી જેનો જેવો અધિકાર.... સજની.

**શુકદેવજી—**

સુખીયા જન મનથી,
સુખીયો સંસાર છેજી;
દુઃખીયાને દુઃખ પરમાણે,
દુઃખીયો વ્હેવાર છેજી;
રોગીનું દુઃખ નિરોગી,
સુખનું નવ જાણે ભોગી;
અનુભવથી જાણે, કેવો સંસારે સાર છેજી—સુખીયા.



રા' માંડલીક—

હઉં હું દોષ કોને હાં, સમયની જ્યાં બલિહારી,
સમયની જ્યાં બલીહારી, મનુષ્યની ત્યાં છે લાચારી,
હતો અમ દેશ આતો, જ્યાં પ્રભુ અવતાર પણ લેતા.
અરે આ દેશ એનો એ, સમયની છે ગતી ન્યારી.
અમારા દેશનાં ચેતન, અમારાં તેજને ગૌરવ,
અકાળે હાય કરમાયાં, હજીયે શી થનારી છે.

દેશ ભક્તિ—

સજ્યાં ચોળીને સાડી, બન્યાં રમણી રૂપાળી,
જરા નખરેથી ચાલો બ્રહ્મચારીજી.
ચાલું હંસલણીની ચાલ, તાણું ભ્રકુટી કમાન.
બને પુરૂષો બેહાલ, જોઈ નાજની.
મીઠાં ઘેબર જલેબી રોજ સાથે જમીશું
તમે રાધા હું કૃષ્ણ રાસ રંગે રમીશું--સજ્યાં.

સતિ દ્રોપદિ—

"હું કરૂં આ મેં કર્યું એ માનવી મીથ્યા બકે,
ઇશની આજ્ઞા વિના ના પાન પણ હાલી શકે;
ચંદ્ર :તારા સુર્યને ગ્રહની ગતિ આધિન છે.
કિરતારની ન્યારી કળા જ્યાં સર્વ પ્રાણી દીન છે,
કલ્યાણ દાતા છે વિધાતા સંતના ભગવંતરે,
તે નિરંજન નાથને નમીએ નિરંતર અંતરે,



**કંસ વધ—**

કાનુડા તારી કામણુ કરનારી, વૃજમાં વાંસલડી વાગી,
મીઠી ને વળી મોહક. મન વશ કરનારી—વૃજમાં.
મન વશ કરનારી, સ્વર સુણુતાં લાગે સુખકારી;
હું ઘેલી, (૨) તમ વિણુ થઇ છું ગીરધારી—વૃજમાં.

**અરૂણોદય—આબાદીના ઉપાય—**

ચાહો જો ભારતનાં સંતાન, જગતમાં ભારત આબાદી.
તમે અંગે ધરો ખાદી.
દેશ ઊદયની તજો નિરાશા, હવે બનો આશાવાદી;
વિદેશી તમે મોહ તજ્યાં નહીં, દેશની બરબાદી,
કલંક કાળાં દુર કરો એ, પાવનકર પહેરો ખાદી;
"આ દેશ ભારત વર્ષ છે, જ્યાં પ્રથમ અરૂણોદય થયો"
અસ્તાચળે તમ ભાગ્યનો ભાનુ અરે આજે ગયો,
"પ્રાચીન કળા મંદીર તમારૂં તેજ હીણુ દેખાય છે"
કારણુ તમારી સંપત્તિ પરદેશમાં વહી જાય છે.
લોકમાન્ય વીર વ્રતની, કંઈ ધરો ઉરમાં યાદી,
તમે અંગે ધરો ખાદી.

**સંસાર નૌકા—**

શ્યામ ઝુલે હીંડોળા કુંજન બનમેં કુંજન બનમેં મધુબનમે
લતાએં પુષ્પોકો ઝુલેમેં, કયાં ઝુલાતી હૈં એ?
પવનકે ઝોકોંમેં કૈસી સુગંધ આતી હૈં એ?
ચમનમેં ઝુકાતે શાખેં સમા દીખાતી હૈં એ!



મદનકો ગેંદમેં લેકર, એહ સબ રમાતી હંએ?
બસ આઈ સાંવરી સુરત એહ નયનમે?--શ્યામ.

**બોડાણો—**

કબીર ભજન.

તારી ધીરી ગાડી હાંકોરે મેરામણ ગાડીવાળા,
તારી મજરે ગાડી હાંકોરે મેરામણ ગાડીવાળા.
ઘોડા છુટયા થાનશે, પીછે પડી પોકાર.
દશ દરવાજા બંધ હુવા, તોબી નીકલ ગયા અસ્વાર--તારી.
ગંગા કિનારે ઘર કરો, અને નહાવો નિર્મળ નિર;
આપ્યા વિના શું પામીએ, તે કહી ગયા દાસ કબીર--તારી.

**શ્રી ભોજાભગત કૃત—ચાબખો—**

મુરખે નાર કુભારજા આણી, એનું ઘર કર્યું ધુળધાણી--(ટેક).
પાંચ મણની લાપસી ભરડી, મણની ભુંજી ધાણી;
ઘીના ઘાડવા ઢોળી નાખ્યા, દુધમાં નાખ્યું પાણી—મુરખે
વાર પરએ વઢવાડ કરેને, કલેશ કરે જાણી જાણી,
છોકરાંને માથે છણકા કરેને ચુંટીઓ લે તાણીતાણી—મુરખે
ખરે બપોરે રસોઇ નીપજાવે ને રાતે જાતી પાણી,
છોકરાંને મારી મારી સુવાડે, ઓલાવા રાત જાણી—મુરખે
ટાઢું શીળું કંથ આગળ ઝાંસે, મરે જ્યારે ભુત તાણી,
સાંજ પડે ઘેર ભટકીને આવે, ઉપર જાતાં રીસાણી—મુરખે
પટીયાં પાડી આંખ આંજી આથડે સાસરે પીયર ન સમાણી.
"ભોજો ભગત" કહે ગુરૂ પ્રતાપે, ઉતરેલ નાર શીદ આણી—મુરખે



**ઉદયભાણ—**

ટાળ્યાં નહીં ટળે લખ્યા જે લલાટે લેખ—ટાળ્યાં.
વાવ્યાં બીજ તે ફળે કરમે લખ્યું તે મળે—ટાળ્યાં.
દશરથ બાંધેલ તલાવડી, પાણી શ્રવણ ભરે
ધર્મ કરતાં ધાડ થઈ, આંધળાં ઝુરે તો મરે—ટાળ્યાં.
રઘુવીર ચાલ્યા વનમાં, સીતા રૂદન કરે,
દુષ્ટ દગે સીતા લઈ ગયો, લંકા પળમાં બળે—ટાળ્યાં.
હરિચંદ્ર જેવો રાજવી, નીચ ઘર મજુરી કરે,
રાણી વેચી પરઘરે, વેળા ચાહે સો કરે—ટાળ્યાં.

**બુદ્ધદેવ—**

ફુલની પાંખડી લ્યો પ્રાણ ગણી અંતરની ઓળખાણ-ફુલની.
શ્યામ સલુણા અમ ઘર આવ્યા, શા કરીએ સન્માન,
નાથ નાગના પરિમલ ભીના મનમાન્યા મહેમાન—ફુલની.
ઝાઝું શું કહીએ એ સમજુને, સખી નયનના ભાણ,
વિમળ કમળ આ સરોવર જળનું, ભોગી ભ્રમણ સુજાણ-ફુલની.

**ઉદયભાણ—**

બોલો મારા પ્રેમી પોપટજી, બોલો બોલો બોલો બોલો મેના બોલાવે,
ડોલો રંગ રશીયાજી ડોલો જરી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવે,
મેના તારા વચનની વીણા લાગી, લાગી લાગી લલીત લેહ લાગી,
પહેલાં પોપટજી પ્યારા રામજી સંભારો—
ચતુર સુજાણ સીતા રામ ઉચરાવો..........................બોલો.
પોપટજી પાંજરે શોનાનું સજાવું, લાડીલી હું લાલચુ નથી કે લલચાવું.



સોને રૂપે શું બીડ ભિતરની ભાગી..........................લાગી.
રૂડા સુડાને રંગે રમાડું, પાંખે ઘાલીને ફળ મીઠાં ખવાડું.
ભાવના ભુખ્યા તમે શું ભાવી ભાવના ભુલાવે ?—બોલો.

**મીરાંબાઈ—**

રાગ—ભજન.

કાનુડો શું જાણે મારી પ્રીત, બાઈ અમે બાળ કુંવારારે-કા.
જળરે જમુનામાં અમે ભરવા ગયાં તારે, કાનુડે આવીને
છાંટયાં નીર, ઉડયાં છરરરરરરે—કા.
શેરીએ તે શેરીએ અમે રમતા, ને કાનુડે આવીને
ફાડયાં ચીર, ફાટયાં ચરરરરરરરરે-કા.
વૃંદા તે વનમાં વ્હાલે, રાશ રમાડયાંરે, કાનુડે તાણીને
માર્યાં તીર, વાગ્યાં અરરરરરરે—કા,

**મીરાંબાઇ—**

ભજન.

બલીહારી રસીયા ગીરધારી સુંદર શ્યામ હો તજી તમને
મથુરાનાં વાસી આવા ન બનીયેજી.
વાંસલડી વાગી એવા ભણકારા વાગે, વૃજરાજ લાગે મને ખારી.
સુંદરશ્યામ હો તજી અમને. મથુરાના વાસી આવા નવ બનીયેજી,
જુમનાનો કાંઠો વ્હાલા બાવાને કોઠે છે, અકળાવી દે છે મુને ભારી
વંદ્રાવન કેરી શોભા, તમવીણ અમને તો, વ્હાલા નવ લાગે સારી
ગોવર્ધન તે ગયો વ્હાલા, ટચલી આંગળીયેને અમપર ઢોળીયો ગીરધારી.
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ વ્હાલા શુદ્ધ પ્રભુ લેજો માહરી
સુંદરશ્યામ હો તજી અમને મથુરાના વાસી આવા ન બનીયેજી.

**કંસવધ—**

ગરબો.

જમુનાને તીરે જાદુવાલે, સખી બંસરી બજાવી,
ચોરી મને બહાવરી બનાવી.
ભુલાવી મારૂં ભાન સાન કહાન ગયો હાં હાં.
મને મોરલીએ મોહ ઉપજાવી. જમુના,
સાખી—સુંદર છબી જોઈ છેલની, ઉપજી અંતર પ્રીત,
નટવર ગીરધર શ્યામમાં ચોટયું મારૂં ચિત્ત.
નયન નેહે નચાવ્યાં વાલીડે સખી મુખ મલકાવી
છુપી છુપી છબીલે કરી સાન, મને લીધારે લોભાવી,
ન ભાવે ખાનપાન નિંદ ન આવે હવે; લગની લાલાએ
પ્રેમની લગાવી.
સાખી—વીરહ થકી વીંધાયલું, અંતર અતી અકળાય;
અળગો રહે અલબેલડો શું સખી ઉપાય કરૂં. જમુના.

**સતી તોરલ—**

ભજન.

જેશલ કરીલે વીચાર માથે જમ કેરો માર,
સ્વપ્ન જેવો રે સંસાર તોળાંદે કરે છે પોકાર,
આવોને જેસલરાય આપણે મળીયે,
ખરા સંત હોય ત્યાં જઈ ભળીયેજી.
આ ભવ આવીયો અવતાર માથે સદગુરૂ ધાર,
ભવું ધણીને દરબાર બેડલી ઉતારે ભવ પાર—આવોને.

મોતી એરણમાં ઓરાય માથે ઘણ કેરા ઘાય,
ફુટે ફોકટીઆં કહેવાય, સાચાની ખરે ખબર્યું થાય-આવોને.
નવલખ કોથળીયો બંધાય ત્યારે ગાંધીડો કહેવાય.
હિરા માણેક હાટે વેચાય, તેનાં મુલ મોઘેરાં થાય--આવોને
નિત્ય નિત્ય ઉઠી ન્હાવા જાય કોયલા ઉજળા ન થાય,
બેટો ગુણીકાનો તેતો બાપ કોને કહેવા જાય—આવોને.
દેખા દેખી કરવા જાય, એ નર અધુરીયા કહેવાય,
હાથમાં દીવો લઇને છતી આંખે કુવે પડવા જાય--આવોને
એવી ચાર જુગની વાણી સતિ તોરલદેવી ગાય--આવોને.

**નરસીંહ મહેતો—**

હવે મને હરી નામથી નેહ લાગ્યો
ભાગી ભીડ ભવનો ભય ભાગ્યોરે--હવે મને.
માર્યાં મંદિર મારા મનથી મેં મુકાયાંને ઈન્દ્રીની ઓળખાણ મુકી
હેમ હીરાથી હાર મઢેલા તે ઉપર ચાલ્યો મુખે થકીરે--હવે મને
કોના સુત તાતા કોના માત ને ભ્રાત સરવે સ્વારથનાં સગપણ રાખે
પ્રાણ ગયા પછી પાસે ન આવે કાઢો કાઢો મુખ ભાખેરે--હવે.

## સુકન્યા સાવિત્રી.

યમ--શા માટે શ્રમ કરે, સતી ! તુજ પતિ ભક્તિ સાચી (૨)
હવે પુત્રી ! વળ તું પાછી (૨)
સાવિત્રી—સજ્જન કેરા સાથમાં મેં ડગ ભરીયાં સાત,
મિત્ર ભાવે સુણજો હવે, દીન વનિતાની વાત.
ધર્મ જે વેદપુરાણે ભણીઓ, મુખ્ય ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણીઓ



કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨)
વળું મહારાજ ! ક્યમ પાછી (૨)

યમ--સુણી વિવેક ભરી મૃદુ વાણી, થયો પ્રસન્ન અતિમન શાણી
સત્યવાનના જીવિત વિના કંઈ, ઇચ્છિત વર યાચી (૨) હવે

સાવિત્રી--'મહારાજ ! મારા અંધ સાસુશ્વર આંખે દેખતા થાય.

યમ--" તથાસ્તુ " ભાગ્યવતી ! તુ દૂર આવી;
થાય કોથી મિથ્યા નવ ભાવી—શા માટે;

સાવિત્રી—પતિ સમીપ શ્રમ નહીં જરી, જ્યાં જાએ મમ નાથ;
તપ વ્રત આપ કૃપાવડે ત્યાં આવું તમ સાથ
સંગત સજ્જન તણી નથી સોઘી, મૈત્રી સંત પુરૂષની મોંઘી
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી (૨) વળુ મહારાજ

યમ--અર્થ યુક્ત સંભાષણ તારૂં, બુદ્ધિમાં વૃદ્ધ કરનારૂં.
સત્યવાનના જીવિત વિના કંઈ, ઇચ્છિત વર યાચી—હવે.

સાવિત્રી--મહારાજ ! મારા બુદ્ધિશાળી સસરાજીને પાછું.
રાજ્ય પ્રાપ્ત થાય.

યમ--" તથાસ્તુ " ઉત્તમ વર મેં આપ્યા ભાવે;
હજી પ્રેમદા પૂઠળ આવે—શા માટે.

સાવિત્રી--સુપાત્ર જન કરત કદી સુપાત્રનું સન્માન;
સાધુ તો દુશ્મન તણું પણ સાધે કલ્યાણ.
સત પુરૂષોતી સમાન દષ્ટિ, દયા તણી વર્ષાવે વૃષ્ટિ;
કૃપાનાથ ! મમ પ્રાણનાથશું, રહી વૃષ્ટિ રાચી (૨)--વળું.

યમ--શીતળ વચન સુધાસમ તારાં તૃષા તૃષાતુરની હરનારા



સત્યવાન જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી--હવે.
સાવિત્રી-." મહારાજ ! મારા પિતાના કુળની વૃદ્ધિ કરનાર,
મારા સો ભાઈ થાય. "
યમ--" તથાસ્તુ " સાસરીયાનું માન વધાર્યું;
પિયર તણું પણ કાજ સુધાર્યું—શા માટે.
સાવિત્રી--પર દુઃખે દુઃખીયા બને, દુઃખ દુઃખદ હૃદય વિશ્રામ;
ભરૂંસો ભારે સંતાનો, ઠરવાનું શુભ ઠામ.
સ્વજન માંહી વિશ્વાસ ન લાવે. સજ્જન ઘર પૂછતું સૌ આવે
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી (૨)—વાણું.
યમ--મધુરાં નવિન વચન સંભળાવ્યાં, અતિશય તે મારે મન ભાવ્યાં
સત્યવાનના જીવિત વિના કાંઇ, ઇચ્છિત વર યાચી (૨)-હવે
યમ--" તથાસ્તુ, " ઘટે ન થાવું અતિવર લોભી;
તજી પુઠ હવે જા અહિં થોભી—શા માટે.
સાવિત્રી—સ્વધર્મ વ્હાલો સાધુને, જે નવ ચુકે લગાર
સાંપ્રત ભુત ભવિષ્યની ગતિ તણા આધાર.
સજ્જન ફરે ન આશા આપી, બોલ્યું ન કરે કદાપી.
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨)--હવે.
યમ--અમુલ્ય તારાં વચન વિચારી, વાધે તુજમાં ભકિત મારી;
ભગવતી ! છેલ્લું ઉત્તમ અનુપમ ઈચ્છિત વર યાચી (૨)--હવે
સાવિત્રી--પુત્ર તણું મુજને દીધું, પ્રભુ આપે વરદાન;
જીવતદાન દઈ જીવવાને, સત્ય કરો ભગવાન.

**સતી અનસુયા—**

અહો બ્રહ્માનાદ ગાજે, શો બ્રહ્મનાદ ગાજે



રૂડો રાસ રચ્યો આજે બ્રહ્માંડમાં (૨)
અજેક રુપે રાચીએ અનંત કોટી ખંડમાં--શો.

**એકજ ભુલ—**

પ્યારી કહીને બોલાવે, એની પાસે કેમ ફાવે
એ તો સાંભળે ન એકે મારી અરજી.
છાતી....માંતો અરરર રરરર અરરર રરર થાયરે—મા૦
એના મોઢાની મીઠાશ, એ તો જાણે નાગ પાશ,
પછી હોય કે ના હોય એ તો કયાંની હશે રીત
કરે પરાણે એ પ્રીત; એ તો કયાંની હશે રીત
થઈ બેસે છે ધરાર મારો વરજી !
છાતીમાં તો થરરર રરર થરરર થાયરે મા કેમ કરૂં ?

**ભર્તૃહરી—** રાગ આશાગોડી

કામ છે દુષ્ટ વિકારી અહા પ્રભુ ! કામ છે દુષ્ટ વિકારી,
ઈંદ્રસમાન પતિ અતિસુંદર, અશ્વપાલથી છે યારી અહા પ્રભુ કામ છે
ત્રણસોને ત્યાગી એકનેજ ચાહે, તેના ચિત્તામાં છે જારી છીનાળી
ધીક બાપ તુજને ધીક તારી બુધ્ધિ, વિપરિત વાત વિચારી--અહા

**ભર્તૃહરી ભજન—ઝીંઝોટા—**

છોડદે અભિમાન માન, અબ તો માનવા, મેરા--છોડ.
રાજપાટ સબ જુઠે જાનો; કયું તુમ હોત હેરાન;
નારી પ્યારી નહીં હે તેરી મત કરના ગુમાન--માન.
જુઠી પ્રીત જગતની દેખી, મત ભુલે નાદાન;
બાહીર રંગ રૂપકું દેખી મત હોના ગુલ્તાન--માન.



ચલ જંગલમેં ભેખ ધરંગે, તજી જગત તોફાન.
જગત સ્વપ્નસે જાગૃત હોના, ગુરૂસે લેના જ્ઞાન--માન.

**ભર્તૃહરી—**

દેખા નહીં કછુ સાર જગતમેં દેખા નહી કછુ સાર,
મોહબતસે મત લપટો યારો, દેખા નહી કછુ સાર;
ચૌદ ચોકડી રાજ મીલે પન, ત્રષ્ણુકા નહીં પાર.
ભોગ ભોગતે ઇંદ્રિ અપસરા, તૃપી નહીં લગાર (૨) જગત૦
જુઠા રંગ રૂપમે ભુલી કીડા કરત ગમાર:
રૂપ વીર્યબલ નાશ હુવા તબ નહીં હે અપની નાર (૨) જ૦
પ્યારી મેરી જાની પીંગલા, ડુબ રહા એક તાર;
તોભી કીયા કૃતઘ્ની રાણી, અશ્વપાલકું યાર (૨) જગત૦
અલ્પ બખતકા એહી તમાશા, દુઃખ હે અપરંપાર:
બેશક ઇસકા ત્યાગ કરો તુમ ફેર પસ્તાના યાર (૨) જ૦
એહી ભરથરી નાર ભરૂંસે ભુલી હુવા ખુવાર;
એહી ભેખશે જગત શીખ હઉં નવ ડુબો સંસાર,
નવ ડુબો સંસાર--જગતમેં દેખા નહી કછુ સાર.

**એકજ ભુલ—**

સીધાવો હૃદય દેવતા મને મનથી દઈ વિસારી
હું તો રહીશ તમારે વિરહે જોગન બાળ કુંવારી--સીધાવો
સુખનાં સ્વપ્નાં વહી ગયાં, પાછળ રાત અંધારી,
કોને આધારે હું જીવું, એકલી અટુલી નારી--સીધાવો.
જીવન અર્પ્યું આપ ચરણમાં, એ ઉપહાર સ્વીકારી,



કદી યાદ કરશો તો માનીશ, સફળ ગતિ થઈ મારી–સી૦

**ભર્તૃહરી—** રાગ મરેશીયા.

હાય કેમ સહેશે ઉજ્જેની રંડાપો, ઘણી થઈ છે રાજાજી માફ રાખો—ટેક૦

બાણુ લક્ષ માળવાના છો સ્વામી કામ કોડીલા રૂપે ન ખામી
સારે અંગે ભભુત શી જામી રે, હાય કેમ આ—
એક બાજુ કૃષ્ણા તમારી રૂએ, ચંદ્રકળા ચોધારા નીર ચુએ,
બાપુ સુખે ન આજ કોઈ સુએયેરે–હાય૦
મહેલે મહેલે વિલાપ છાયો છે, પવન શોકનો સઘળે વાયો છે,
કળકળતાં બાઇઓને ભાઇઓ છે રે–હાય૦
ખાંધે લટકી શી ભગવી ઝોળી, આવ્યા વસ્ત્ર કયાં ઘેરૂ ઝબોળી;
હાય હઈડામાં પ્રગટાવી હોળી રે–હાય૦
નથી વિક્રમ ભાઈની કંઇ આશા, કીધા કરમે એવારે તમાશા;
એણે બીજાં જંગલ કયાંઈ વાસ્યાંરે–હાય૦
ધણી નોધારાં અમને કરોમાં, આવું અણધાર્યું પગલું ભરોમાં;
જોગી જીવતાં ચિતામાં ધરોમાંરે–હાય૦

**ભર્તૃહરી—**

પિતાજી આ કોપ તમે શો કર્યો જોગી વેષ બાપુ શીદને ધરો;
મરી ગઈ છે માત અને વળી જાઓ તાત,
પિતા ઓથ કોની છે, ઓરમાન માત,
લડાવશે લાડ મને પછી કોણ!
પ્યારી પુત્રી આવો બા? કહેશેજ કોણ?



કુંવારી હું છું તમારી સુતા!
વરાવી નથી કીધાં ભગવાં--પિતા.
ન બાપી કરી બાપુ જાશો નહીં,
પિતા પાછળ નહીં જીવું હું તો સહી--પિતાજી.

બિલ્વમંગળ ઉર્ફે સુરદા—સરાગ, ભજન—

વિષય વાત મમ માત તજીને, કૃષ્ણ ભજન તું કરવા દે;
ધર્મ વૃત્તિએ ધરણીધરનું, ધ્યાન ધ્રુતિથી ધરવા દે;
અધર્મપણાને અલગ રાખી, ભંડાર ભકિતના ભરવા દે,
નટવર નામનું નાવ મળ્યું છે, તો ભવસાગર તરવા દે!
નાશવંત નર નામ છોડીને, અક્ષય વરને વરવા દે-;વિષય૦

બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ—

દાસ પરે દયા લાવોરે દયાળુ દેવા, દાસ પરે દયા લાવોરે--ટેક.
સંસારી સંબંધ તોડી જીવ આપ ચરણે જોડી,
હું તો બની બેઠો બાવો બાવોરે—દયાળુ.
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથાં ખાઉં,
વા'રે અવિનાશી આવો આવોરે—દયાળુ.

બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ—

તારાં વચનો સારાં, સ્નેહે સાંભળતાં
શાન્તિ પામ્યું છે મન મારૂં રે આજે૦
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી
ધન્ય ગુરૂ ચીન્તામણી, પ્યારૂં રે આજે—આ૦



ભકિત ભગવાન કેરી કરતાં હમેશાંજી.
થવાનું ત્વરાએ શુભ તારૂં રે શાણુા—આ૦

**સરસ્વતીચંદ્ર—**

શાંત સમાધિ ધારી શું બેઠા, જાગો જોગી બાળા;
મ્હાર તમારે આવી ભીખારણુ, ભોળી બિચારી બાળા,
ભ્રષ્ટ કલંકિત પ્રેમથી વંચિત, સંચિત પાપની શોમા.
વરથી વિખુટી વચનથી જુઠી, ભાગ્યની ફુટી ભામા!
"ત્યાગી ઘરવચન વનમાંહી આવી, રાત અંધારી ઘોરરે."
"ભવ જંગલમાં ભૂલી ભમું, ત્યાં મળ્યા લુંટારા ચોરરે."
"લુંટી શોભા સુખ અને લુંટયા સહુ શણુગાર."
અલગ થયાં શું યોગી મ્હારા; અલગ અલખ જગાવો;
શરીર સળગતાં શેશ વિભુતિ; અંગની અંગ લગાવો.

**બુદ્ધદેવ—** રાગ—ભજન

સાર આ સંસારમાં ન જોયો, મેં બહુ રીતે તપાસતાં--સાર આ૦
ધનધરા સુત તાતની પ્રીતે; મોઘા અવસરને મેં ખોયો.
મૃગજળ પીવા કામ ન આવે વ્યર્થ ઇંદ્રજાળમાં હું મોહયો—મેં બહુ.
પુણ્ય પરમાર્થનો માર્ગ ન શોધ્યો, જન્મને વૃથા મેં વગોવ્યો—મેં

**સતી:અનસુયા**

મહેમાન થયાં તમે મારાં સ્વીકારશો મહમાની
મેહમાન કરે મેહમાની દુનિયા કહે દિવાની. (૨)
ધરી વસ્ત્રાભૂષણુ અંગે, કરો રમત ગમતઅમ સંગે. (૨)



ઝુઝીયે મદનના જંગે– સ્વીકારશો મહેમાની. (૨)
જેવી નીર વિનાની સરિતા, તેવી વહાલા વીનાની વનિતા;
બીજી વ્યર્થ બધી મસ્તાની, દુનિયા કહે દિવાની. (૨)
કંઠે ધરો કુસુમની માળા, પહેરો નીલમના હાર રૂપાળા (૨)
શીર ઉપર મુગટ છોગાળા–સ્વીકારશો મહેમાની.
જેના પતી વસે પરદેશે, તેણે રહેવું સાદે વેશે;
બીજી વ્યર્થ બધી મસ્તાની, દુનિયા કહે દીવાની–મેહમાન૦

**સતી અનસુયા—**

મારે મોઢે મનાવી રાજી કહેવરાવી, કલાવી પટાવી પૂછો શું તમે
પુલસુગંધીવાળા રૂડાં રંગે રૂપાળાં, તેનીમીઠી સુગંધી કોને ના ગમે
લીલાં પીળાં ઝાડ પાન ઉપર પંખી કરે ગાન,
રોજ કાને સાંભળવાં કોને ના ગમે (૨)
વાહ કેવી છે, શાણી, બોલે મધુરી વાણી;
ડાહી ડમરીના બોલ મારા મનમાં રમે–મારે.

**રાજા માંડલિક—**

ખુને જીગરકો પીતી હું બસ ગમમે તેરે યાર
સેહરે ચમનસે પ્રીરતી હું બસ ગમમેં તેરે યાર
મય ચુપ ચુપકે રોતી, હું આંસુયોસે ધોતી
ઓ કહા ગયો મેરો મોતી, મોતી બીના નહિ સોતી
બસ ગમમે તેરે યાર. ખુને જીગરકો

સાખી દીલ ઉસીકુ દીજીએ દીલદાર યાર હો



કયાં હીંદુ કયાં મુસલમાન કદરદાન યાર હો
મેરી નજર જો તુમસે લડ ગઈ મેં પલંગસે નીચે પડ ગઈ
...........લોર કયાં ગયો મેરે પ્યારે.
મેંય અગ્નિ, જેસી જલ ગઈ બસ ગમમે તેરે યાર--ખુને૦

**દેવકન્યા—**

મુને ઘેલી કીધી છે નંદલાલે છેતર્યા છોગાળે
મુને મારી નયનોનાં બાણુ છેતર્યા છોગાળે
કોરી લીધું છે એણેજ કાળજડું મારૂં સખી
ભુલી હું તો સાન ભાન છેતર્યા છોગાળે—મુને૦
મુરલી મધુરી વાગતી વેધ નાદ અખંડ
મોહન મંત્ર સખી ભર્યો લોભાવે મુજ મન
આસો માસો અટપટો શ્યામળીયાજી રે વહાલા
કૃષ્ણુજી કાળુડો નાગ કોને ડસીયાજીરે વહાલા--મુને૦

**સુકન્યા સાવિત્રિ—**

આરામની, સુખધામની, પ્રિયા ! તું પ્રતિમા પ્રેમની;
મમ તાપ ઉપરની ઠારનારી, તું શીતળ ધારા બની;
માળા જપું તમ નામની (૨) નથી ઈચ્છા દામ દમામની;
ચિત્ત ચાહું સેવા શ્યામની સાચી તું ભગવતી ભામિની ! આ૦

**દેશભક્તિ—**

કંટક પ્રેમનો રે વાગ્યો ઉંડો અંતર સાલે;
વસમી વેદનારે જેને વીતી હોય તે જાણે.



કોમળ કંચન વેલડીશું શોચ શાણી થઈ વારે
કઠણ કાળજું રાખ હોય બા મટી જશે સા કાલે,
વંઝા શું પ્રસુતી પીડ જાણે.
અમો ના જાણીએરે અલી ઉંડું રુદ શું તારે,
કદલી કુંજે મયુરો રંજે મધુકર [illegible] ધારે.
ઉપવન ખીલ્યાં અનેક ફળ પણ દ્રાક્ષ ગ્રહી શુક શાને,
ઉચ્ચિષ્ટ ભોગી વાયસો શું સ્વાદ સુધાંના જાણે.
અજબગજબ ભયો સંસારે—ટેક.

**સરસ્વતીચંદ્ર—**

અહો કરમગતિ, પલટી મતી મારી
તજી નગર ઘર દુર સ્વજનથી
ઉર રહી ફિકર ટરી, તજી કુએ સુકુમારી—
ચંદ્ર કુમુદ તજી કુએ શીતીનલ
રજની કરી અંધાયારી દીન દુખીયારી—

**રાજા માંડલીક**

દઉં હું દોષ કોને હાં સમયની જ્યાં બલીહારી;
સમયની જ્યાં છે બલીહારી મનુષ્યની ત્યાં છે લાચારી,
હતા આમ દેશ આનો જ્યાં પ્રભુ અવતાર પણ લેતા;
અરે આ દેશ ભેના એ સમયથી છે ગતી ન્યારી.
અમારા દેશનાં ચેતન અમારાં તેજને ગૈરવ;
અકાળે હાય કરમાયાં હજીયે શી થનારી છે!



**પ્રેમ વિજયઃ- (કોમીક) સાસરે-સંદેશો.**

જોબન નવરંગમાં ઝુલતી ઉમંગમાં,
તનડે તાલાવેલી થાય છે;
કહેજો સંદેશો મારા શ્યામને
સુહાગી રાજ તલસી તલસીને જીવ જાય છે........
ચાંદલીયો જોઇ મારૂં ચીતડું ચોરાય છે,
કોયલડી ટહુકે મારૂં કાળજું કોરાય છે;
વે'લો જોડાવો રાજ આણા લઈ આવો,
મારી મોંઘી વસંત વહી જાય છે...............

**પ્રેમ વિજયઃ—(નાનકડી નારીનો પતિને ઓરડર).**

સાહયબા સડકો બંધાવ માંડળગઢ જાવું
સોનેરી રથડા મંગાવ...................
મખમલ કીનખાબ તણાં ગાદલાં બીછાવી,
માંહી અત્તરનાં છાંટણાં છંટાવ........
કચ્છી ઘોડાની જોડ જોડી અલબેલડી,
પ્યારીને પ્રીતે પધરાવ..................
પચરંગ પાઘ તમે પ્હેરો પ્રીતમજી,
શીર પેચે કલગી લગાવ..............
હળવે હાથે તે રથ હાંકો નાવલીયા,
નાનકડી નારી રીઝાવ...................



**પ્રેમ વિજયઃ—રાગ-કવાલી (નયનમાં નાચતાં ખંજન)**

મનોહર પીનસ્તન પરથી સરકશે અલિ અંચલ,
રસિકની આંખડી જોશે પલક ભર એ થશે ચંચળ.
રસિક શૃંગારની મસ્તી, નથી આ વિશ્વમાં સસ્તી
નકામા શબ્દ બાણોથી સતાવો ના હૃદય કોમલ.
અલક લટ ઝુલતી ગાલે નયનમાં નાચતાં ખંજન,
નીરખશે કો રસિક વર તો પલકમાં એ થશે ઘાયલ.
રસિક ઉરમાં પુરાયાંનાં, અધર રસમાં ભીંજાયાંના,
ઘવાયાંના નયન શરેથી બીજાને શું કરે ઘાયલ

**પ્રેમ વિજયઃ— (કોમીક) કાઠીયાવાડી—ગાયન.**

એક રૂપીયારો ઢોલા રૂઇ મંગ વાપો
કાતણુ દે કતવારો જોડીરા ઢોલા ઝીણો કાંતોસા
બાર બાદ વરસો શું નોકરી સીધાયા
ખોટા રૂપીયા લાયા જોડીરા ઢોલા બા'ર ફેંકો શા
પત્તીસી હાળ ગવાંકારે કુલકા તુરીયાંરી તરકારી
જોડીરા ઢોલા ભેળા જીમોશા.

**પ્રેમ વિજયઃ— (શ્રીમંતોની જુઠી દુનીયા)**

શ્રીમંતોની દુનિયા છે જુઠી જુઠા સૌ વહેવાર,
જોઈ અમીરીના અંજાશો સ્વાર્થ તણું જ બજાર.
મહેલ માળા જોઇને કોઈ વ્યર્થ નહીં લલચાશો,

આકળનાં જળ મીઠાં માની પીવા કદી નવ જાશો
એના ખોટા છે ચમકાર...............
સ્વાર્થી જનોની શબ્દજાળમાં કદી નહીં બંધાશો
પ્રપંચી જગમાં ભોળાં થાશો તો આખર પસ્તાશો
એમાં જોશો નહીં કંઇ સાર.......................

**પ્રેમ વિજયઃ- રાગ-કવાલી [ ખોટો પ્રેમ. ]**

પ્રેમ પ્રેમ શું કરો જગતમાં શુદ્ધ પ્રેમ નવ મળે,
ફોગટ ફાંફાં મારી દીવાના જીવન ભર ટળવળે;
ચકોરો ચંદ્ર ઉપર મરતાં પતંગો જ્યોતિપર જળતાં,
રસિક કુમુદિની શશીવર જોવા રાત દિવસ લલચાય;
સ્વાર્થી નીશાકર અંબરપટમાં રોજ રોજ સંતાય;
બીચારી તલસીને બંડાય અરે એને શું પ્રેમ ગણાય.
માની સુધારસ રંકસારસો મૃગ જળ પીવા ન્હાય.
પરિણામે જ્યાં જુવે હળાહળ ઝુરી ઝુરી જીવ જાય;
પ્રેમનાં નથી કીનારા કયાંય નકામા પડશો ભવ જળમાંહય.

**પ્રેમ વિજયઃ- ( દીવાની માશુક. )**

મોહીની લગાડી મીઠી દીવાની બનાવી રાણા,
અધવચ જાશોના પ્રીત તોડી.
તારી આશાએ રાણા સઘળાં સંબંધી છોડયા.
લાજ શરમ મેં તો છોડી હઠીલા રાણા—અધવચ.



તનડાના તાપે હું તો સળગી ઉઠી છુ,
રગ રગમાં જવાલા મને જાગી હઠીલા.

**વીર ગર્જના:-** ( **વગર મુડીનો** ) સાખી.

થવા જરદાર ચાહો તો કરો વેપાર માખણનો
અનેરો લાભ દેનારો ખરો વેપાર માખણનો
ન થાપણ જોઇએ ઝાઝી નફાની જાગતી બાજી
જગતને રાખવા રાજી ધરો આધાર માખણનો
જગત ઘડવાની જો શકતી મને પરમાત્મા આપે
બનાવું તત્વ ત્યાગીને બધો સંસાર માખણનો

**વીર ગર્જના:-** ( રાગ ગઝલ. )

ગાફીલ તું સોચ મનમેં હરીનામ કયું બીસારા
સુનતા નહી બજે હય શીર કાહકા નગારા
જોબન ભરી હયે નારી દીલકો લગી વો પ્યારી
જબ મૌતકી તૈયારી તુજસે કરે કીનારા
સુંદર હયે દેહ તેરી હોવે ભસમકી ઢેરી
પલકી લગેના દેરી વૃથા કરે વીચારા
માયા કે જાલ માંહી મુરખ રહા ફસાઈ
બ્રહ્માનંદ મોક્ષ પાઇ હરી ચરનકો સહારા



**ગરીબની હાય:—** (કોમીક.)

(બસ) તમે એટલેથી મહેરબાની કરજો....
મ્હારી પાસે આવશો મા.

બચ્યું ! મસ્તી તોફાન નહિ કરજો....
ઉંહું....શરમાવશો મા....તમે

તમે અરજી અમારી દીલ ધરજો....
માથું હલાવશો મા.

એક પ્યાલીની મહેરબાની કરજો....
મ્હારો પાલવડો મુકો મ્હારો જીવ ગભરાયું,
એક પ્યાલી પી જાવ એટલે આરામ થાય.
મ્હારૂં અમ્મર ચુંથાય જરા ડરજો....
જાવ બોલાવશો મા

તમે આઘેથી વાત નહિ કરજો....
મ્હને ગભરાવશો મા....તમે

**ગરીબની હાય:— (કોમીક) ઘેર કેમ છે ?**

ભાઇ જુઓ સંસાર, મારે બાયડીઓ માર,
તમે કરો વિચાર, ઘેર કેમ છે ?

અમે થઇશું શિરતાજ....થાશે અમારૂં રાજ,
તમે કરજો ઘરકાજ....વાત એમ છે....ભાઈ



મુઆ કાઢે શું દાંત....આ છે શિખવાની વાત,
મ્હને બૈરાની જાત પર વ્હેમ છે....ભાઈ
માથું દુખે જો પુરૂષનું તો બાયડી એ બામ છે,
એ બામનું માલીશ કરો તો બસ પછી આરામ છે.
બૈરાંથી આજે માન છે બૈરાંથી આજે નામ છે,
બસ ધકેલપંચા દોઢસો રાખનારો રામ છે.

*   *   *   *   *

આ પુરૂષની પિસ્તોલમાં બૈરાંનો ગોળીબાર છે,
માટેજ કહું છું બેઉને સમજી જવામાં સાર છે.
તમે કહ્યા તો ખરા ભાઈ, કેવા ઘરમાં છે બાઇ,
આથી ડાહી કે સવાઇ, કેવી રે'મ છે ?....ભાઇ
'સાચું બોલજો ઓ બ્હેન, કેવી અંતરની નેમ,
આથી ઉતરે કે કેમ ? કેવો પ્રેમ છે !
રે....મને ભાયડાની જાત પર વ્હેમ છે.
તો....મને બાયડીની જાત પર વ્હેમ છે....ભાઈ

## ગુર્જર—વીર ( કોમીક ) મોહ ભર્યું જોબન.

હું તો ફુલડાં લેવા ગઈતી પીટયા માળીના ઘરમાં,
લુચ્ચો માળી મુજને ભાળી ખુશી થયો દીલમાં;
નયન ચાળા જોઇને એના, હું ડરી અંતરમાં. પીટયા.
પાસે આવી મુખ મલકાવી હાર દીધો કરમાં,



હળવે રહીને હાથ દબાવી છેડ કરી છળમાં, પીટયા
મોહ ભર્યું મારૂં જોબન છે, હું તેની ફીકરમાં.
કેઇ મુવા આશક થઇને મુજને રાખી છે નજરમાં. પીટયા

**કાશ્મીરનું પ્રભાતઃ—( કોમીક ) તમારે બોલવું ના**

શાણી સહિયરની સંગે મળીને જાઉં જમના તીરરે હાં,
તોયે તમારે કાંઈ બોલવું ના.
માથે તમારે બેડલું મૂકી, ચાલું હું લચકાતીરે—તોયે૦
પુંદડી ફરતાં થાકો જ્યારે પગચંપી અમે કરશુંરે,
ખમ્મા, ખમ્મા, કહેતાં તમને હાં જી હાં અમે કરશુંરે.—તોયે૦
કામરૂ દેશે શીખવા જાશું કામણની રૂડી રીતિ જે,
કામણ કરી હું રંગ જમાવું થન ગન નાચ નચાવુંરે—તોયે૦
લાતો ખાશું સુંદર પત્ની મજબુત કરશું માથુંરે
વાહવાહ વાહવાહ કેતાં તમને પગ તારા પંપાળુંરે—તોયે૦

**કાશ્મીરનું પ્રભાતઃ—(કોમીક ) તમે જે કહેસો તે કરશું**

આજ થકી હું નવ વાકાં થાશું મુખ માગ્યું અમે દેશુંરે
તમે જે કે' શો તે કરશું
ક્રોધ થતાં હું લાત લગાવું મુંગે મ્હોંએ સ્હેશો;
હસતે મુખડે, માઝમ રાતે, સેવા કરી કરશોરે—તમે૦
સુંદર સેજ બીછાવી સારી ફુલડાંથી બહુ રમશું
થાકયાં પાકયાં સૂતાં તમને વીજણે વાયુ વાશુરે—તમે૦



**કાશ્મીરનું પ્રભાતઃ— ( કોમીક )**

મારી આંખમાં તો કોઈ એક બેઠું.
અલિ ! મને કાંઈ કાંઇ કે'છે.
મારા દિલમાં તો કોઈ એક પેઠું,
અલિ ! મને હુંફ ઊની દે' છે—અલી૦
વાતો સુણાવે અજબ કો પ્રેમની
બોલું તો દે નહિ બોલવા,
પ્રતિના નીરમાં ડુબે આ નાવડી.
આવે મને ન એ તારવા—મને
મીઠું હસે છે ને ધીમે ખસે છે
વાંકાં નચાવે છે નેન એ,
વરસે છે વાદળીને ભીંજે છે કાંચળી,
કહેવી કોને જઇ વાત એ ?—મને

**કીર્તિસ્થંભઃ— ( કોમીક )**

જાદુગર વીણાવાળા, સંભળાવ મંત્ર મરમાળા—
શું ભાન ભૂલ્યાં ઓ બાળા, આ નથી સ્નેહની શાળા.
......................ઝણુકારે જગવી જ્વાળા—હો જાદુગર
પાણી ભરવાં આવ્યાં ત્યાંતો ઉતર્યાં પાણી અમારાં
મધુર નીનાદે પરવશ કીધાં, ચેતન હર્યાં અમારાં.
મોહ ઘેલછા આ આ નવ શોભે, લાજે શિયળ તમારાં.
...................વિસરાય ન શબ્દ રસાળા—હો જાદુગર

**સતી દમયંતીઃ—( એ ભાનમા દમયંતી બોલે છે )**

હું કોણ તે ન સમજુ સમજુ છતાં અસમજુ
કોને જણાવું દીલનું દુઃખ દર્દ દાહ તે શું
વાડી વસંત મારી ખીલેલી સૌ ફના થઇ
સમશાનમાં ફરૂં છું બાકી કશું ન સમજું
રડતાં સુઝી છે આંખો ગઈ છે કપાઈ પાંખો
લાચાર પંખીણી છું બાકી કશું ન સમજું
સલગીને જ્વાળાશિખી પર્વત શીતલ થશે તો
અંતર સળગચી જ્વાળા ભેટી ગગન જશે તો
હું મસ્ત યોગીની છું અથવા વિયોગીની છું
તુંહી મંત્ર જપું છું બાકી બીજું ન સમજું

**સતી દમયંતીઃ— ( ગાયન )**

ગયા શું મેલીરે મને ગયા શું મેલી,
મારા દેવ દયાળુ મને ગયા શું મેલી.
મેં તો જાણ્યું તું વહાલા જનમ સંગાથી,
રણુ વગડે શું મને રડતી મેલી.
વસ્ત્ર ચીરીને વહાલા વેર શું વાળ્યું રે,
અર્ધ ઉઘાડી કરી કાયા વેલી.
કેશ છુટા શીર અંગ ઉજરડારે,
આંખે અખંડ આંસુ ધાર રેલી.



ભાન ને સાન ભુલી ભુલી ભમું છું,
લોકો કહે છે મને ગાંડી ઘેલી.

**સતી દમયંતી—** ( ગાયન )

નીરખો નીરખો નયનોમાં મારો નાથ રમે,
નાથ રમે મારો પ્રભુ તો રમે.
ભવો ભવની સાધુ ભાવટ ભાંગે,
ઘટમાં રમેયો મારો ચૂરણ રમે.
જગ જગમાં સાધુ સઘળેજ જામ્યો,
અવઘટમાં પણ આપો આપ સમે

**દેવ કુમારીઃ -સખી ( નંદન વનની કોકિલા )**

મુને સ્નેહભર્યો સંસાર સખી વીણ સુનો લાગશે
મારી સ્નેહ વીણાના તાર હવે તો મીઠા વાગશે.
અરણ્ય વિષે આ કળી *કેલી *કોની સહરમશે
એકલું કેમ અહીં ગમશે.
અમી ઝરતાં પગલાં પાવન તુંજ, આ પગલે અમી ઝરશે.
સ્નેહનાં સ્વર્ગ સદન ઢળશે.
નંદન વનની કોકિલા નંદનમાં સોહાય
માનસની હંસી વસે, ત્યાં માનસ થઈ જાય
મધુરા મુનિવર તમ સંગે, રમશે રસભીની રસ રંગે
બ્રહ્મસદનની શોભા અવની અમર ભુવન કરશે
પછી કયમ સખીઓ સાંભરશે—મને.

←→←→←→←→←→←→←→←→←→←→

**દેવ કુમારીઃ— ( પરનારીની પ્રીતિ કેવી હોય છે ? )**

ઓ ! નંદનવનનાવાસી મધુકર ઉપજી મતિ આ શી
પરનાર પ્યારના પ્યાસી, એ પંથ છે આત્મ વિનાશી.
માનસ સરના રાજહંસ કયમ મલિન આવાશે તું ખોળે
જાળભરેલી કાંચનની શીદ મલિન સલિલમાં બોળે.
જરી જોને આંખ વિકાશી.
પરનારીની પ્રીતલડીએ અનર્થ શા શા કીધા
ધર્મી ધ્યાની મુનિયોગી ભુલાવી તન મન ધન હરી લીધ
કીધા કેવળ નર્ક નિવાસી

**દેવ કુમારીઃ— કવાલી [ પુષ્પ વિનાની વાડી ]**

સાર વગરના સંસારે, જો શુશીલ સુંદરી મળે.
સ્નેહનાં અઢળક સુખડાં ઢળે.
મ્હેલ મઝાના હોય ભલે, કયમ દીપક વીણુ ઝળહળે.
પુષ્પ વિનાની વાડી વીના, જળ સરવરને શું કરે.
કાંઠડે પ્રવાસી તરશ્યા મરે.
પુરૂષ જીવનમાં પ્રમદા ગુણવંતી, સત્વ અલૌકિક ભરે.
બ્રહ્મા વિષ્ણુ, મહેશ, ઇચ્છા ગૃહસ્થાશ્રમની કરે.
ત્રિવીધના તાપ સહજમાં ટળે.

**લોહીની લક્ષ્મીઃ— કોમીક [ હિન્દ ભુમીના વખાણુ ]**

માતૃ ભુમી અમ પ્યારો જગતમાં, જય જય હિન્દુસ્થાન.
અમારો જય જય હિન્દુસ્થાન.

અખીલ વિશ્વમા દૈવી ભુમી, અમ પ્યારો હિન્દુસ્થાન.
કમ ભુમી ભારત ક્યો જાણી, ગીતા કૃષ્ણના મુખ ગવાણી
રામાયણના ગાન ભારતમા (૨) અખીલ
સીતા કુંતા તારા રાણી, દમયંતી વન વન ભટકાણી.
અનસુયા ધન્યવાન ભારતમાં (૨) અખીલ

**લોહીની લક્ષ્મીઃ— કોમીક [ હાય રે મારા પૈસા ]**

હાય રે મારા પૈસા કે વોય રે મારા પૈસા
તારા વિના છે ફોકટ આ અવતાર પ્યારા પૈસા
મુરખ લોકો મોટાઈ કરીને મુખે બોલે રામ રામ
પણ હું તો મારા મનથી માનું દામ એ મોટો રામ--હાય રે
નામ મળે છે ને ધામ મળે છે રમતા મળે છે રામ
દામે જો હોય તો ગામ... સૌ કરે છે સલામ રે--હાય રે
( માટે ઓ ...રા પૈસા )
તને તો હું સંગે રીઝાઉં તને રંગે રીઝાઉં
કાંઈ મરી મરી જાઉં મારા પૈસા.
રે હાય રે મારા પૈસા કે વોય રે મારા પૈસા

**લોહીની લક્ષ્મીઃ— [ મતી વિનાના માનવી ]**

મતિ વિહિન થઇ માનવીઓ મૂકી ચાલે મરમ
લેશ નથી લજવાતા એતો કરતા કાળા કરમ
શૂન્ય થયાં સૃષ્ટિના જન સહુ છોડી દીધી શરમ
ભૂલી ભય ભુજ ભાવનાઓનો, ભાંગ્યો છેક શરમ.

તુજ મર્યાદા પ્રભુજી મારા કરી મુકી કેમ
જાણે નથી કોઇ ન્યાય અંતમાં નથી પુછનારા જમ.
મુજ યુવક બંધુજનને આ ગુણીયલ દેતું ગમ.
મનથી મથે સંભાળવા કાજે ધરતી માંહે ધરમ

**લોહીની લક્ષ્મીઃ—** (લગ્નનું વાજું)

ફરી તો ગયું રે વાજું ફરી તો ગયું
મારા આ લગનનું વાજું ફરી તો ગયું
મેં તો માન્યું તું કે પરણીશું નાની નારી
હાય પણ એ મનડું મારૂં મરી તો ગયું—મારા
ઉની ઉની હુંફ રૂડી હૈયે ધારીતી મેં તો
પણ એ ઠાલું થઈ ટાણું ઠરી તો ગયું—મારા
હૈયે આ હાશ [illegible] હાયકારા મુજને
ભડકાવી ભુત એમાં ભરી તો ગયું—મારા

**લોહીની લક્ષ્મીઃ—** (સ્ત્રી ધર્મ)

સમજાવી પતિને સુધારવો એ ધર્મ ધર્મ ધર્મ
રસ લેતાં પાતને રીઝાવવો એ કર્મ કર્મ કર્મ
પતિ પત્નિનો સબંધ આ સંસાર જે બંધાય
સુખરૂપ તે વ્હેવાર થવાને ગુણીયલ સ્ત્રી ગુંથાય
એ સ્ત્રી ધર્મ ધર્મ ધર્મ—પતિને
વ્યસની કેફી નિરબળ દુરગુણી અવળા પંથી જેવો



ચતુર સ્ત્રીએ તે સમજી જઇને રહેજે સુધારી લેવો
એ સ્ત્રી ધર્મ ધર્મ ધર્મ—પતિને
એક નિષ્ટ થઈ અંહભાવ તજી નિરમળ હૃદય જો કરીએ
તારીએ પ્રભુ દેવ સાથ આપણુ પણુ રહેજે તરીએ
એ સ્ત્રી ધર્મ ધર્મ ધર્મ—પતિને

**લોઢીની લક્ષ્મીઃ—** ગરબો. ( ઘરડા વરની લોથું )
આગળ કાપ્યાને પાછળ મોર્યાં વચમાં ઘરડા વરની લોથુ રે
ઘોડી આઠ પગાળી
ચાર ચાર જાનૈયા વરને ખાંધે દઈ ચાલે ને
પાંચમો લેશેરે વરની તોલડીરે
( નહીં નહીં અણુવરનો ઓરણો )
પાછળ જાનડીએ [illegible] ગીત શુરમાં
હાં હાં રે વરને હાથે મી[illegible] મરડાશીંગી (૨)
હાં હાં રે વરને વળીઓ જોશેરે ધીંગી ધીંગી (૨)
હાં હાં રે વરને ખપાટીયા જોશે રે દસબાર (૨)
હાં હાં રે વરને શીંદડી બાંધવાને શેર ચાર (૨)
આગલ કાપ્યાને પાછળ

**લોઢીની લક્ષ્મીઃ—** ( ભજન રાગ. )
મનવા કેમ તને સમજાવું, કેમ તને સમજાવું—મનવા
રાત અંધારી રાહુ જવ જડતી, દેશ કયે લઇ જાવું—મનવા
મુજ મન ભમરા સઘ ભરમાતું, કઇ રીતે સમજાવું—મનવા



વીર-હમ્મીરઃ- ( કોમીક ગાયન. )

આ નખરાં કરતાં નારી પરણીને કરશું પ્યારી.
મારી મીઠી મધુરી મેના માલતી.
શી ચાલાકી છે મારી આ નરની કીધી નારી,
કાકો કુટાશે કોક ને આ બાવો મુકશે પોક.
મારી ડબલ દલાલી વસુલ થઈ.
ઈએ ઠીક પણ બેટા લુંટીને થાજો છેટા,
મળશું લ્હેરીપુરમાં દીકરા માલજી—મારી
મસ્તરામ તે મ્હોશે પણ આ દલાલ દીકરો રોશે.
પીટયો આવ્યો પરણવા શંખભારથી—મારી
મક્કરપુરા જઇએ ત્યાંતો હલવા પુરી ખાઇએ-મારી

વીર-હમ્મીરઃ- ( મ [illegible] કંઈ કંઇ )

પ્રેમીને પ્રેમી [illegible] તા મનમાં કંઈ કંઈ થાય છે
ઉંડા અંતરના ઉમળાકા ઉછળીને ઉભરાય
જોયું જોવાય નહિ મોહનના મુખ સામે,
બોલ્યું બોલાય નહિ વ્હાલાના બોલ સામે.
પ્રેમની એ શું ખુબી છે ?
મદ ઘેરાય છે હૈડે રસ છલકાય છે.

વીર-હમ્મીરઃ- ( પ્રેમના પાઠ. )

કંઈ પ્રેમની કળા શીખાવો, પરણીને લેવા લ્હાવો.
મને પ્રેમના પાઠ પઢાવો પ્રેમી પ્રેમ બતાવો.
પ્રેમી પ્રતિમા પહેલાં જોતાં નયનો [illegible] ઢળી પડે.



શરમ ચઢે ધડકે ઉર તોયે નયને નયનો ગજબ લડે.
કરે પુરૂષનો શિકાર સ્ત્રીઓ પ્રેમની જાળ પ્રસારી.
કહે છે કવિઓ પ્રેમ તણી તો કળા અજબ છે ન્યારી.
પ્રેમી રસનું પાન કરે તો પ્રેમની ચડે ખુમારી.
મીટે મીટ મળે મધુરી તો લજ્જા મુકેલી સારી.
પ્રણય પરીક્ષા પાસ થવામાં પીડા બહુ છે ભારી.
વાહ ભાભી છે વાહ તમારા પ્રેમ તણી બલીહારી.

ઉષા કુમારીઃ— ( કાકાનો ડબ્બો ગુલ. )

આ બે ફુલ લેજો જાની
કાકા જોડી મળી મઝાની
ભાઇ વાત [illegible] છવાની
હૃદય સરોવર તટપર [illegible]ને અણુમુલ,
કાકા બોલતું બુલબુલ ભત્રીજા ડબ્બો ગુલ.
હતા આજ સુધી બાયડીના કાકા વાંધા,
ફર્યા આજ સુધી કાકા ભત્રીજા વાંઢા.
જોડી આ જુગતી મળી મેળવ્યા પ્રભુએ સાંધા.

